મૂળ, પીલુડીનું મૂળ, થોર, સફેદ વજ, ત્રિફલા, અતિવિખ અને વજને એકઠાં કરી તેના બે ભાગ કરવા; એક ભાગને કૂટી, ફોતરાંવાળા જવોની સાથે મિશ્રિત કરી, તે જવોને હાંડલીમાં નાખી, તેમાં ચમારદૂધેલીનો અથવા મેંઢાશિંગીનો ક્વાથ રેડી, તે ક્વાથમાં તે જવોને પકાવવા; પાકી રહે ત્યારે ચૂલા પરથી ઉતારી લઈ, ઔષધિઓથી જવોને જુદા વીણી લઈ, તેઓને ફોતરાં સાથે જ સારી પેઠે કૂટી, તે જવના ત્રણ ભાગ અને ચોથો બાકી બચાવેલાં ઔષધોનાં ચૂર્ણનો ભાગ—એ રીતે ચાર ભાગને એકઠા કરી, તેમાં પહેલાંનો (જેમાંથી જવને કાઢી લીધા હોય તે) ક્વાથ નાખી, એક ઘડામાં ભરીને ઉપર કહ્યા પ્રમાણે જ તે ઘડાને ધાન્યના ગંજમાં દાટી દેવો. એ ઘડામાં જ્યારે આથો આવીને ખાટો રસ ઉત્પન્ન થાય, ત્યારે તુષોદક થયું જાણવું. આ તુષોદકથી પણ વિરેચન થાય છે. આ તુષોદક બનાવવાનો પ્રકાર કહ્યો અને ઉપરના વિષયમાં સૌવીરક બનાવવાનો પણ પ્રકાર કહ્યો. સૌવીરક અને તુષોદકમાં ખટાશ બરાબર ન આવે, તોપણ ઉનાળામાં છ રાત વીત્યા પછી અને શિયાળામાં સાત રાત વીત્યા પછી તેઓ પાવા લાયક થાય છે. ૨૬

वैरेचनेषु द्रव्येषु त्रिवृन्मूलविधिः स्मृतः ॥ २७ ॥

## અતિદેશ

આ અધ્યાયમાં નસોતરનાં મૂળોના જે જે વિધિઓ કહ્યા, તે તે વિધિઓ જ બીજાં વિરેચન દ્રવ્યોના પણ કરવા. ૨૭

दन्तीद्रवन्त्योर्मूलानि विशेषान्मृत्कुशांतरे ॥
पिप्पलीक्षौद्रयुक्तानि स्विन्नान्युद्धृत्य शोषयेत् ।
ततस्त्रिवृद्विधानेन योजयेच्छ्लेष्मपित्तयोः ॥२८॥

## વિરેચનનો છવ્વીસમો યોગ

મોટા તથા નાના નેપાળાનાં મૂળોને પીપર તથા મધવાળાં કરી, ગોળો બનાવી, દર્ભથી વીંટી, કપડછાણ કરીને અગ્નિમાં સારી પેઠે બાફવાં. બફાઈ રહે ત્યારે કાઢી લઈને સૂકવવાં; પછી નસોતરની રીતિ પ્રમાણે જ તેના કફ તથા પિત્ત ઉપર પ્રયોગો કરવા. ૨૮

तयोः कल्ककषायाभ्यां चक्रतैलं विपाचयेत् ।
सर्पिश्च पक्वं वीसर्पकक्षादाहालजीर्जयेत् ।
मेहगुल्मानिलश्लेष्मविबन्धांस्तैलमेव च ॥२९॥

## વિરેચનનો સત્યાવીસમો તથા અઠ્યાવીસમો યોગ

મોટા તથા નાના નેપાળાના કલ્કથી તથા ક્વાથ[1]થી ચક્રતેલ (ચક્રમાં પિલાયેલું તેલ) પકાવવું અને એ જ કલ્કથી તથા ક્વાથથી ઘી પણ પકાવવું; આ ઘી વિસર્પને, કખ, દાહ તથા અળઈને મટાડે છે અને તેલ પ્રમેહ, ગુલ્મ, વાયુ, કફ તથા મળબંધને મટાડે છે. ૨૯

चतुःस्नेहं शकृच्छुक्रवातसंरोधजा रुजः ॥ ३० ॥

## વિરેચનનો ઓગણત્રીસમો યોગ

મોટા તથા નાના નેપાળાના કલ્કથી તથા ક્વાથથી પકાવેલાં ઘી, તેલ, ચરબી અને મજ્જા એ ચાર સ્નેહો વિષ્ટાના, વીર્યના તથા વાયુના રોધથી ઉત્પન્ન થયેલા રોગો મટાડે છે. ૩૦

दन्तीद्रवन्तीमरिचकनकाह्वयवासकैः ।
विश्वभेषजमृद्वीकाचित्रकैर्मूत्रभावितैः ॥
सप्ताहं सर्पिषा चूर्णं योज्यमेतद्विरेचनम् ।
जीर्णे संतर्पणं क्षौद्रं पित्तश्लेष्मरुजापहम् ।
अजीर्णपार्श्वरुक्पाण्डुप्लीहोदरनिबर्हणम् ॥ ३१ ॥

## વિરેચનનો ત્રીસમો યોગ

નાનો નેપાળો, મોટો નેપાળો, મરી, પીળીઓ, જવાસો, સૂંઠ, દ્રાક્ષ અને ચિત્રકને

---

[1] બત્રીસ પલ (ચાર તોલાભારનું એક પલ ગણાય તેટલા) તેલમાં આઠ પલભાર મોટા નેપાળાનો કલ્ક અને એકસો અઠ્ઠાવીસ પલભાર બન્ને નેપાળાનો ક્વાથ નાખીને તેલ પકાવવું. પાંચસો પલભાર પાણીમાં સો પલભાર નાનો તથા મોટો નેપાળો નાખી ઉકાળતાં એકસો અઠ્ઠાવીસ પલભાર પાણી બાકી રહે, ત્યારે ક્વાથ થયો ગણાય. (ડલ્લન)

સાત દિવસ સુધી ગોમૂત્રની ભાવના આપી, તેઓનુ ચૂર્ણ કરી, તે ચૂર્ણને ઘીથી મિશ્રિત કરીને ચટાડવાથી વિરેચન થાય છે આ ચૂર્ણ પચી જાય ત્યારે તે ઉપર મધ સહિત સાથવો ખવરાવવો આ ચૂર્ણથી પિત્તના રોગો, કફના રોગો, અજીર્ણ, પડખાની પીડા, પાડુરોગ, બગલનુ દરદ અને ઉદરરોગો મટી જાય છે ૩૧

गुडस्याष्टपले पथ्या विशति स्यु पल पलम् ।
दन्तीचित्रकयो॰ कर्षौ पिप्पलीत्रिवृतोर्दश ॥
कृत्वैतान्मोदकानेक दशमे दशमेऽहनि ।
तत॰ खादेदुष्णतोयसेवी निर्यन्त्रणास्त्विमे ॥
दोपघ्ना ग्रहणीपाण्डुरोगार्श कुष्ठनाशना॰ ॥ ३२ ॥

## વિરેચનનો એકત્રીસમો યોગ

બત્રીસ તોલાભાર ગોળમા વીસ હરડેનુ ચૂર્ણ, ચાર તોલાભાર નાના નેપાળાનુ ચૂર્ણ, ચાર તોલાભાર ચિત્રકનુ ચૂર્ણ, એક તોલાભાર પીપરનુ ચૂર્ણ અને એક તોલાભાર નસોતરનુ ચૂર્ણ મિશ્રિત કરી તેના દશ લાડુ કરવા, એમાથી દશમે દિવસે એક લાડુ ખવરાવવો અને તે ઉપર ઊના પાણીનુ સેવન કરાવવુ આ લાડુઓ દોષોને હણનારા છે અને ગ્રહણી, પાડુરોગ, અરશ તથા કોઢનો નાશ કરનારા છે આમાં કોઈ પ્રકારની પરેજ રાખવાની કશી જરૂર નથી ૩૨

व्योप त्रिजातक मुस्ता विडङ्गामलके तथा ।
नवैतानि समाशानि त्रिवृदष्टगुणानि वै ।
श्लक्ष्णचूर्णीकृतानीह दन्तीभागद्वय तथा ॥
सर्वाणि चूर्णितानीह गालितानि विमिश्रयेत् ।
षड्मिश्च शर्करामागैरीपत्सैन्धवमाक्षिकै॰ ॥
पिण्डित भक्षयित्वा तु तत॰ शीताम्बु पाययेत् ।
बस्तिरुक्तृड्ज्वरच्छर्दिशोषपाण्डुभ्रमापहम् ॥
निर्यन्त्रणमिद सर्व विषघ्न तु विरेचनम् ।
त्रिवृदष्टकसञ्ज्ञोऽय प्रशस्त॰ पित्तरोगिणाम् ॥
भक्ष्य क्षीरानुपानो वा पित्तश्लेष्मातुरैर्नरै. ।
भक्ष्यरूपसधर्मत्वादाढ्येष्वेव विधीयते ॥ ३३ ॥

## વિરેચનનો બત્રીસમો યોગ (ત્રિવૃદષ્ટક)

સૂઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, મોથ, વાવડિંગ તથા આમળા એ નવ દ્રવ્યોનો એક એક ભાગ અને નસોતરના આઠ ભાગ લઈ, તેનુ ચૂર્ણ કરી, કપડાથી ચાળી લઈને તેમાં છ ભાગ સાકર અને ચતુર્થાંશ જેટલા સિંધવ તથા મધ નાખી તેના ગોળા કરવા, આ ગોળાઓનો યોગ્ય માત્રાથી ઉપયોગ કરાવવો અને તેના ઉપર ટાઢુ પાણી પાવુ આ વિરેચન મૂત્રાશયના રોગને, તૃષાને, જ્વરને, ઊલટીને, શોષને, પાડુરોગને તથા શ્રમને મટાડે છે અને ઝેરને પણ નષ્ટ કરે છે આ વિરેચનમાં કશી પરેજ પાળવાની જરૂર નથી આ ત્રિવૃદષ્ટક નામનો યોગ પિત્તજન્ય રોગવાળાઓ માટે બહુ ઉત્તમ છે પિત્ત તથા કફથી આતુર થયેલા લોકો આ ભક્ષ્યનુ દૂધના અનુપાન સાથે સેવન કરે, તોપણ તે યોગ્ય છે આ ગોળાઓનુ રૂપ ખાવાના લાડુઓ જેવુ જ થાય છે અને તે ગોળાઓ ધનવાન લોકો માટે જ છે ૩૩

तिल्वकस्य त्वच वाह्यामन्तर्वल्कविवर्जिताम् ।
चूर्णयित्वा तु द्वौ भागौ तत्कषायेण गालयेत् ॥
तृतीय भावित तेन भाग शुष्क तु भावितम् ।
दशमूलीकषायेण त्रिवृद्वत्सप्रयोजयेत् ॥
विधान त्वक्षु निर्दिष्ट फलानामथ वक्ष्यते ॥ ३४ ॥

## વિરેચનનો તેત્રીસમો યોગ

લોદરની અ તરછાલવગરની ઉપરની જ છાલ લઈ, ચૂર્ણ કરીને તેના ત્રણ ભાગ કરવા એમાથી બે ભાગને લોદરની છાલના જ ક્વાથથી એકવીસ વાર ગાળી લેવા, પછી બાકી રાખેલા ત્રીજા ભાગના ચૂર્ણને એ ગાળેલા ક્વાથની ભાવના દેવી અને તે ભાવના સુકાઈ ગયા પછી

દશમૂળના ક્વાથની ભાવના દેવી; પછી તે ચૂર્ણનો નસોતરના ચૂર્ણની પેઠે તે તે પ્રકારોથી ઉપયોગ કરાવવો. જે જે દ્રવ્યોની છાલો વિરેચનમાં ઉપયોગી થાય છે, તે સઘળાં દ્રવ્યોની છાલોનો વિધિ આ લોદરની છાલના વિધિ પ્રમાણે જ કરવો. હવે ફળોનો વિધિ કહેવામાં આવશે. ૩૪

हरीतक्याः फलं त्वस्थिविमुक्तं दोषवर्जितम्
योज्यं त्रिवृद्विधानेन सर्वव्याधिनिबर्हणम् ।
रसायनं परं मेध्यं दुष्टान्तर्व्रणशोधनम् ॥ ३५ ॥

## વિરેચનનો ચોત્રીસમો યોગ

જેમાં સડો વગેરે કશો દોષ ન હોય એવું હરડેનું ફળ લઈ, ઠળિયો કાઢી નાખી, તે ફળનો નસોતરના પ્રકારો પ્રમાણે જ ઉપયોગ કરાવવામાં આવે, તો તેથી સર્વ વ્યાધિઓનો નાશ થાય છે. આ યોગ રસાયન[1] પરમ પવિત્ર બુદ્ધિને વધારનાર અને અંદર દુષ્ટ થયેલા વ્રણને શુદ્ધ કરનાર છે. ૩૫

हरीतकी विडङ्गानि सैन्धवं नागरं त्रिवृत् ।
मरिचानि च तत्सर्वं गोमूत्रेण विरेचनम् ॥ ३६ ॥

## વિરેચનનો પાંત્રીસમો યોગ

હરડે, વાવડિંગ, સિંધવ, સૂંઠ, નસોતર અને મરીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે દેવામાં આવે, તો તેથી યોગ્ય વિરેચન થાય છે. ૩૬

हरीतकी भद्रदारु कुष्ठं पूगफलं तथा ।
सैन्धवं शृङ्गवेरं च गोमूत्रेण विरेचनम् ॥ ३७ ॥

## વિરેચનનો છત્રીસમો યોગ

હરડે, દેવદાર, કઠ, સોપારી, સિંધવ અને સૂંઠનું ચૂર્ણ ગોમૂત્ર સાથે દેવામાં આવે, તો તેથી યોગ્ય વિરેચન થાય છે. ૩૭

नीलिनीफलचूर्णं च नागराभययोस्तथा ।
लिह्याद्गुडेन सलिलं पश्चादुष्णं पिबेन्नरः ॥ ३८ ॥

## વિરેચનનો સાડત્રીસમો યોગ

ગળીની શિંગો, સૂંઠ અને હરડેનું ચૂર્ણ ગોળથી મિશ્રિત કરી ચટાડવું અને તે ઉપ[રથી ઉ]ભનું પાણી પાવું. ૩૮

पिप्पल्यादिकषायेण पिबेत्पिष्टां हरीतकीम् ।
सैन्धवोपहितां सद्य एष योगो विरेचयेत् ॥ ३९ ॥

## વિરેચનનો આડત્રીસમો યોગ

પિપ્પલ્યાદિ ગણના ક્વાથમાં સિંધવ સહિ[ત] હરડેનું ચૂર્ણ નાખીને પાવામાં આવે, તો [આ] યોગથી તુરત જ વિરેચન થાય છે. ૩૯

हरीतकी भक्ष्यमाणा नागरेण गुडेन वा ।
सैन्धवोपहिता वापि सातत्येनाग्निदीपनी ॥
वातानुलोमनी वृष्या चेन्द्रियाणां प्रसादनी ॥४०॥

## હરડેના યોગોનાં સામાન્ય ફળો

ગોળની સાથે, સૂંઠની સાથે અથવા સિંધ[વની] સાથે નિત્ય હરડેનું સેવન કરવામાં આવે તો તે હરડે અગ્નિને પ્રદીપ્ત કરે છે,[1] પવનનુ[ં] અનુલોમન કરે છે, વીર્યને વધારે છે અને ઇંદ્રિયોને પ્રસન્ન રાખે છે. ૪૦

संतर्पणकृतान्रोगान्प्रायो हन्ति हरीतकी ॥
शीतमामलकं रूक्षं पित्तमेदःकफापहम् ।
बिभीतकमनुष्णं तु कफपित्तनिबर्हणम् ॥
त्रीण्यप्यम्लकषायाणि सतिक्तमधुराणि च ।
त्रिफला सर्वरोगघ्नी त्रिभागघृतमूर्च्छिता ॥
वयसः स्थापनं चापि कुर्यात्सततसेविता ॥४१॥

## ત્રિફળાના ગુણો તથા પ્રયોગ

હરડે ઘણું કરીને સંતર્પણથી (અત્યંત તૃપ્ત થવાથી) થતા તરશ આદિ રોગોને હણે છે. આમળું શીત છે, રુક્ષ છે અને પિત્ત, મે[દ] તથા કફને મટાડનારું છે. બહેડું ઉષ્ણ નથી અને કફને તથા પિત્તને મટાડનારું છે. આ ત્રણે ફળો

---

[1] શાર્ઙ્ગધરમાં વીર્યશોષિણી શબ્દ છે તે બરોબર નથી. સુશ્રુતે પણ રસાયનમાં હરડેની ગણતરી કરી છે. प्र.

[1] વીર્યશોષણ કરતી નથી પણ વધારે છે. અને નિત્ય શબ્દ ભગવાન સુશ્રુત પણ વાપરે છે; તેથી રોજ સેવન કરવા લાયક જ છે; प्र.

અમ્ન, કષાય, તિક્ત તથા મધુર એ ચારે રસોથી યુક્ત છે, અને એ ત્રણે મળીને ત્રિફળા કહેવાય છે ત્રિફળાનું ચૂર્ણ ત્રીજા ભાગ જેટલા ઘીવાળું કરી નિત્ય સેવાય, તો તે સર્વે રોગોનો નાશ કરે છે અને યૌવનને સ્થાપે છે ૪૧

हरीतकीविधानेन फलान्येव प्रयोजयेत् ।
विरेचनानि सर्वाणि विशेषाच्चतुरङ्गुलात् ॥
फल काले समुद्धृत्य सिकनाया निधापयत् ।
सप्ताहमातपे शुष्कं ततो मज्जानमुद्धरेत् ॥
तैल ग्राह्य जले पक्त्वा तिलवद्वा प्रपीड्य च ।
तस्योपयोगो बालाना यावद्वर्षाणि द्वादश ॥४२॥

### વિરેચનનો ઓગણચાળીસમો યોગ

હરડેનો જે વિધિ કહ્યો તે જ વિધિ વિરેચન કરનારા બીજા ફળોનો કરવો, પણ ગરમાળાના ફળથી (શિંગથી) વિરેચન કરાવવું હોય, તો યોગ્ય સમયમા તે ફળને લઈ, સાત દિવસ સુધી રેતીમા દાટી રાખી, પછી તડકામા સૂકવી, તેમાથી મજ્જા કાઢી, તે મજ્જાને જળમા પકાવીને તેનુ તેલ લઈ લેવુ અથવા તલની પેઠે દબાવીને તેનુ તેલ લઈ લેવુ બાળક બાર વર્ષનુ થાય ત્યા સુધી તેને વિરેચન દેવામા આ તેલનો ઉપયોગ કરવો એ ઉત્તમ છે ૪૨

स्निग्धादेरण्डतैलेन कुष्ठ त्रिकटुकान्वितम् ॥
सुखोदक चानुपिबेद्य योगो विरेचयेत् ॥४३॥

### વિરેચનનો ચાળીસમો યોગ

કઠ, સૂઠ, મરી તથા પીપરના ચૂર્ણને એરંડિયા તેલમા કાલવીને ખવરાવવામા આવે, અને તે ઉપર જરા ગરમ પાણી પાવામા આવે, તો તેથી યોગ્ય વિરેચન થાય છે ૪૩

एरण्डतैल त्रिफलाक्काथेन द्विगुणेन तु ।
युक्त पीत तथा क्षीररसाभ्या तु विरेचयेत् ॥
बालवृद्धक्षतक्षीणसुकुमारेषु योजितम् ।
फलाना विधिरुद्दिष्ट क्षीराणा शृणु सुश्रुत ॥४४॥

### વિરેચનનો એકતાલીસમો યોગ

એરંડિયુ તેલ બમણા ત્રિફળાના ક્વાથની સાથે, દૂધની સાથે કે માંસના રસાની સાથે પાવામાં આવે, તો તેથી બાળકોને, વૃદ્ધોને, ક્ષતથી ક્ષીણ થયેલાઓને તથા સુકુમાર શરીરવાળાઓને સહેજ વિરેચન થાય છે હે સુશ્રુત! આ ફલરૂપ વિરેચનોનો વિધિ કહ્યો, હવે દૂધરૂપ વિરેચનોનો વિધિ કહુ છુ તે સાભળો ૪૪

विरेचनाना तीक्ष्णाना पय सोध पर मतम् ।
अज्ञप्रयुक्त तद्धन्ति विषवत्कर्मविभ्रमात् ॥
विजानता प्रयुक्त तु महान्तमपि सचयम् ।
भिनत्त्याश्वेव दोषाणा रोगान्हन्ति च दुस्तरान् ॥
महत्याः पचमूल्यास्तु बृहत्योश्चैकश पृथक् ।
कषायै सममाग तु तदङ्गारैर्विशोषितम् ।
अम्लादिभि पूर्ववत्तु प्रयोज्य कोलसमितम् ॥४५॥

### વિરેચનનો બેતાળીસમો યોગ

જેટલાં તીક્ષ્ણ વિરેચનો છે, તેમા સર્વથી થોરનુ દૂધ અતિ ઉત્તમ છે, પણ ક્રિયાઓના વિધિને નહી જાણતા મૂર્ખ વૈદ્યના હાથે અપાયેલું એ દૂધ, વિષની પેઠે મારી નાખે છે અને ક્રિયાઓના વિધિને જાણનારા વિદ્વાન વૈદ્યના હાથે અપાયેલુ એ થોરનુ દૂધ દોષોના મોટા સચયને પણ તુરત ભેદી નાખે છે અને દુસ્તર રોગોને પણ નષ્ટ કરે છે એ દૂધને બૃહત્પચમૂળ, ઊભી ભોરિંગણી અને બેઠી ભોરિંગણીના ક્વાથની સાથે મિશ્રિત કરી અગારાની ઉપર ચડાવીને સુકાવવુ અને પછી એ ક્વાથના સાત ભાગ અને દૂધનો એક ભાગ–એમ આઠ ભાગોથી મિશ્રણ કરેલો એક તોલાભાર યોગ, નસોતરની પેઠે ખાટી કાજી તથા મદિરા વગેરે પદાર્થોની સાથે દેવો ૪૫

महावृक्षपय पीतैर्यवागूस्तण्डुलै कृता ।
पीता विरेचयत्याशु

ઊંચે ભપકતાં જળનાં સ્થાનો, વીરડા, ક્યારા (ખેતર) અને જળથી ભરાઈ રહેતી મોટી ખાડો[1] વગેરે સ્થાનકોના મહિમાને લીધે મધુર આદિ છ રસોમાંથી કોઈ રસને પ્રાપ્ત થાય છે. ૩

तत्र लोहितकपिलपाण्डुपीतनीलशुक्लेष्ववनिप्रदेशेषु मधुराम्ललवणकटुतिक्तकषायाणि यथासंख्यमुदकानि सम्भवन्तीत्येके भाषन्ते ॥ ४ ॥

## વરસાદના જળમાં રસ થવાના કારણ વિષે મતભેદ

કેટલાક આચાર્યો કહે છેઃ 'વરસાદનું જળ રાતી પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી મધુર થાય છે, પીંગળા વર્ણની પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી ખાટું થાય છે, ધોળા વર્ણની પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી ખારું થાય છે, પીળા વર્ણની પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી તીખું થાય છે, અને કાળી પૃથ્વીના પ્રદેશોમાં પડવાથી તૂરું થાય છે.' ૪

तत्तु न सम्यक् । तत्र पृथिव्यादीनामन्योन्यानुप्रवेशकृतः सलिलरसो भवत्युत्कर्षापकर्षेण । तत्र स्वगुणभूयिष्ठायां भूमावम्लं लवणं च । अम्बुगुणभूयिष्ठायां मधुरम् । तेजोगुणभूयिष्ठायां कटुकं तिक्तं च । वायुगुणभूयिष्ठायां कषायं च । आकाशगुणभूयिष्ठायामव्यक्तरसमव्यक्तं ह्याकाशमित्यतस्तत्प्रधानमव्यक्तरसत्वात् । तत्पेयमान्तरीक्षालाभे ॥ ५ ॥

## વરસાદના જળમાં રસ થવામાં પોતાનો મત

કેટલાક આચાર્યોનું આ કથન બરાબર નથી. ખરીવાત આ છે કે પૃથ્વી આદિ ભૂતોના પરસ્પરમાં અનુપ્રવેશને લઈને તે અનુપ્રવેશની વધઘટ પ્રમાણે જળમાં મધુર આદિ રસો થાય છે. જે પૃથ્વીમાં પાર્થિવ ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ ખાટું અને ખારું થાય છે.[1] જેમાં જળના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ મધુર થાય છે. જેમાં અગ્નિના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ તીખું તથા કડવું થાય છે. જેમાં વાયુના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ તૂરું થાય છે, જેમાં આકાશના ગુણો અધિક હોય, તે પૃથ્વીમાં પડેલું જળ અસ્ફુટ રસવાળું થાય છે; કેમ કે આકાશ પોતે અવ્યક્ત છે. જો આંતરિક્ષ જળ ન મળે તો જેમાં આકાશના ગુણો અધિક હોય એવી પૃથ્વીનું જળ પીવું; કારણ કે તે જળ અવ્યક્ત રસવાળું હોવાને લીધે શ્રેષ્ઠ છે. ૫

तत्रान्तरीक्षं चतुर्विधम् । तद्यथा—धारं कारं तौषारं हैममिति । तेषां धारं प्रधानं लघुत्वात्तत्पुनर्द्विविधं गाङ्गं सामुद्रं चेति । तत्र गाङ्गमाश्वयुजे मासि प्रायशो वर्षति । तयोर्द्वयोरपि परीक्षणं कुर्वीत । शाल्योदनपिण्डमकुथितमविदग्धं रजतभाजनोपहितं वर्षति देवे बहिष्कुर्वीत स यदि मुहूर्तं स्थितस्तादृश एव भवति तदा गाङ्गं पततीत्यवगन्तव्यं वर्णान्यत्वे सिक्थक्लेदे च सामुद्रमिति विद्यात्तन्नोपादेयम् । सामुद्रमप्याश्वयुजे मासि गृहीतं गाङ्गवद्भवति । गाङ्गं पुनः प्रधानं तदुपाददीताश्वयुजे मासि । शुचिशुक्लवितततपटैकदेशच्युतमथवा हर्म्यतलपरिभ्रष्टमन्यैर्वा शुचिभिर्भाजनैर्गृहीतं सौवर्णे राजते मृण्मये वा पात्रे निदध्यात्तत्सर्वकालमुपयुञ्जीत । तस्यालाभे भौमम् । तच्चाकाशगुणबहुलम् ॥ ६ ॥

## આંતરિક્ષ જળના ભેદ—ગાંગજળની પરીક્ષા

ધાર, કાર, તૌષાર અને હૈમ એ રીતે આંતરિક્ષ જળ ચાર પ્રકારનું છે. વરસાદની નીચે પડતી ધારાઓનું ઝીલી લીધેલું જળ ધાર કહેવાય છે. આકાશમાંથી જળના પથરા જેવા

---

[1] સૂર્ય મૃગશીર્ષ નક્ષત્રમાં આવે ત્યારે જેઓમાં પાણી ન રહે એવી ખાડો.

[1] રસવિશેષવિજ્ઞાનીય નામના ૪૨મા અધ્યાયના ચોથા વિષયમાં 'પૃથ્વીના ગુણોની અને જળના ગુણોની અધિકતાથી મધુર રસ થાય છે' એમ જે કહ્યું છે તેનો આ અપવાદ છે, એમ સમજવું.

તથા વાયુથી થયેલા બીજા રોગોને પણ મટાડે છે. ૫૩

घृतेषु तैलेषु पयःसु चापि
मद्येषु मूत्रेषु तथा रसेषु ।
भक्ष्यान्नलेह्येषु च तेषु तेषु
विरेचनान्यग्र्यमतिर्विदध्यात् ॥ ५४ ॥

## 'વિરેચન અમુક પદાર્થો સાથે આપવું' એમ જણાવ્યું ન હોય ત્યાં તે પદાર્થો કલ્પી લેવા

સૂક્ષ્મ બુદ્ધિવાળા વૈદ્યે ઘી, તેલો, દૂધો, મદ્યો, મૂત્રો, રસો તથા તે તે પ્રકારનાં ભક્ષ્યો, ભોજ્યો અને લેહ્યોમાં વિરેચનોના પ્રયોગો સંયુક્ત કરી દેવા. ૫૪

क्षीरं रसः कल्कमथो कषायः
शृतश्च शीतश्च तथैव चूर्णम् ।
कल्पाः षडेते खलु भेषजानां
यथोत्तरं ते लघवः प्रदिष्टाः ॥ ५५ ॥

## ઔષધોના ઉત્તરોત્તર લઘુતાવાળા છ કલ્પો

દૂધ, સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ અને ચૂર્ણ એ રીતે ઔષધોના છ કલ્પો છે[1]; અને તેઓમાં પહેલાથી બીજો, બીજાથી ત્રીજો, ત્રીજાથી ચોથો, ચોથાથી પાંચમો અને પાંચમાથી છઠ્ઠો કલ્ક લઘુ છે. ૫૫

[1] લીલી ઔષધિઓને લાવી, તે વખતે જ ખાંડી, અથવા વાટીને તેઓનો રસ કપડાથી ગાળી લેવામાં આવે તે સ્વરસ કહેવાય છે. ઔષધની ચટણી જેવી લુગદી કરવામાં આવે, તે કલ્ક કહેવાય છે. ઔષધને ખાંડી અથવા વાટી ચોવીસ તોલાભાર પાણીમાં પલાળી આખી રાત એમ ને એમ રહેવા દઈ સવારે લેવું, એ હિમ કહેવાય છે.

## અધ્યાય ૪૫મો

अथातो द्रवद्रव्यविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'દ્રવદ્રવ્ય વિજ્ઞાનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

पानीयमान्तरीक्षमनिर्देश्यरसममृतं जीवनं तर्पणं धारणमाश्वासजननं श्रमघ्नं क्लमपिपासामदमूर्च्छातन्द्रानिद्रादाहप्रशमनमेकान्ततः पथ्यतमं च ॥ २ ॥

### વરસાદના પાણીના ગુણો

અંતરિક્ષમાંથી ઝીલી લીધેલું વરસાદનું જળ અપ્રકટ રસવાળું છે, અમૃત સમાન છે, પ્રાણને ધારણ કરનાર છે, તૃપ્તિ આપનાર છે, ઓજ દેનાર છે, આશ્વાસન આપનાર છે થાકને હણનાર છે અને ગ્લાનિ, તરસ, મદ્ય વગેરેથી થયેલો મદ, મૂર્છા, તંદ્રા, સ્વાભાવિક નિદ્રાથી જુદી નિદ્રા તથા દાહને શાંત કરનાર છે; અને સર્વ કાળોમાં, સર્વ દેશોમાં, સર્વ પુરુષોમાં તથા સર્વ વ્યાધિઓમાં પથ્યરૂપ છે. સ્વસ્થ માણસને તો અત્યંત પથ્યરૂપ છે. ૨

तदेवावनीपतितमन्यतमं रसमुपलभते स्थानविशेषान्नदीनदसरस्तडागवापीकूपचुण्टीप्रस्रवणोद्भिदविकिरकेदारपल्वलादिषु स्थानेष्ववस्थितमिति ॥ ३ ॥

### જળ પૃથ્વી પર પડતાં પ્રકટતા રસો

વરસાદનું જળ પૃથ્વી ઉપર પડે ત્યારે નદી, નદ, સરોવર, ખોદેલાં તળાવ, વાવ, કૂવા, બાંધ્યા વગરના કૂવા, પર્વત આદિ ઊંચા પ્રદેશમાંથી પડતાં ઝરણાંનાં સ્થાનો, ધરતીમાંથી

[1] પાણી તથા દૂધ વગેરે પ્રવાહી પદાર્થોના ભેદોના ગુણોનું જ્ઞાન આપવા વિષે.

જળ કીડાઓના, મૂત્રોના, વિષ્ટાના, ઈંડાંઓના તથા શબોના સડાથી દૂષિત હોય છે; ખડના તથા પાંદડાંના કચરાવાળું હોય છે, મલિન હોય છે; અને સ્થાવર તથા જંગમ વિષોવાળું પણ હોય છે; માટે તે જળને જે માણસ પીએ તેને ઉદર-રોગો વગેરે અંદરના રોગો તુરત જ થાય છે અને તે જળમાં જે માણસ નહાય તેને કોઢ વગેરે બહારના રોગો તુરત જ થાય છે. ૮

तत्र यच्छैवालपङ्कहटतृणपद्मपत्रप्रभृतिभिरवच्छन्नं शशिसूर्यकिरणानिलैर्नाभिजुष्टं गन्धवर्णरसोपसृष्टं च तद्व्यापन्नमिति विद्यात्। तस्य स्पर्शरूपरसगन्धवीर्यविपाकदोषाः षट् सम्भवन्ति। तत्र खरता पैच्छिल्यमौष्ण्यं दन्तग्राहिता च स्पर्शदोषः। पङ्कसिकताशैवालबहुवर्णता रूपदोषः। व्यक्तरसता रसदोषः। अनिष्टगन्धता गन्धदोषः। यदुपयुक्तं तृष्णागौरवशूलकफप्रसेकानापादयति स वीर्यदोषः। यदुपयुक्तं चिराद्विपच्यते विष्टम्भयति वा स विपाकदोष इति। त एत आन्तरिक्षे न सन्ति॥ ९॥

## બગડેલા જળનાં લક્ષણો

શેવાળ, કાદવ, રાતાં પોડાં, ખડ તથા કમળપત્ર વગેરેથી ઢંકાયેલું, જેને સૂર્યનાં તથા ચંદ્રનાં કિરણોનો અને પવનનો સ્પર્શ ન થતો હોય એવું અથવા ગંધથી, વર્ણથી કે રસથી સંયુક્ત થયેલું જે જળ હોય તેને બગડેલું સમજવું. જળમાં સ્પર્શદોષ, રૂપદોષ, રસદોષ, ગંધદોષ, વીર્યદોષ અને વિપાકદોષ એ રીતે છ પ્રકારના દોષો થાય છે. ખરસટપણું, ચીકાશ, પૃથ્વીના બાફથી ગરમપણું અને જેથી દાંતો ખડખડવા લાગે અથવા કળે એવું ઠંડાપણું એ સ્પર્શદોષો ગણાય છે. કાદવ, રેતી, શેવાળ અને અનેક વર્ણોવાળું એ રૂપદોષો ગણાય છે. રસનું સ્પષ્ટપણું એ રસદોષ ગણાય છે. ગંધ ખરાબ હોય તે ગંધદોષ ગણાય છે. પીવાથી તરશ, ભારેપણું, શૂળ તથા કફનું ઝરવું થાય છે તે વીર્યદોષ ગણાય છે. પીધા પછી ઘણીવારે પચે અથવા ગડગડાટ કરે તે વિપાકદોષ ગણાય છે. આ દોષો આંતરિક્ષ જળમાં હોતા નથી અને જેમાં આકાશના ગુણો ઘણા હોય તે જળમાં પણ હોતા નથી. ૯

व्यापन्नस्य चाग्निक्वथनं सूर्यातपप्रतापनं तप्तायःपिण्डसिकतालोष्ट्राणां वा निर्वापणं प्रसादनं च कर्तव्यं नागचम्पकोत्पलपाटलापुष्पप्रभृतिभिश्चाधिवासनमिति॥

## બગડેલા જળને સ્વચ્છ કરવાના ઉપાયો

અગ્નિથી ઉકાળવું, સૂર્યના તડકાથી તપાવવું, તપાવેલા લોઢાના ગોળાથી, રેતીથી કે ઈંટ વગેરેથી ઝામવું અને નાગકેસર, રાજપંચક સૌગંધિક કમળ કે પાડલનાં પુષ્પ વગેરેથી સુગંધવાળું કરવું—એ બગડેલા જળને સ્વચ્છ તથા સારું કરવાના ઉપાયો છે. ૧૦

सौवर्णे राजते ताम्रे कांस्ये मणिमये तथा।
पुष्पावतंसं भौमे वा सुगन्धि सलिलं पिबेत्॥ ११॥

## જળ કેવું અને કેવા પાત્રમાં રાખેલું પીવું?

સોનાના, રૂપાના, ત્રાંબાના, કાંસાના, મણિના કે માટીના વાસણમાં રાખેલું અને પુષ્પોથી સુગંધવાળું કરેલું જળ પીવું. ૧૧

व्यापन्नं वर्जयेन्नित्यं तोयं यच्चाप्यनार्तवम्।
दोषसंजननं ह्येतन्नाददीताहितं तु तत्॥
व्यापन्नं सलिलं यस्तु पिबतीहाप्रसाधितम्।
श्वयथुं पाण्डुरोगं च त्वग्दोषमविपाकताम्॥
श्वासकासप्रतिश्यायशूलगुल्मोदराणि च।
अन्यान्वा विषमान्रोगान्प्राप्नुयात् क्षिप्रमेव च॥१२॥

## બગડેલું તથા કવખતે પડેલું જળ ન લેવું

બગડેલું તથા ઋતુ વગર પડેલું જળ સર્વદા છોડી જ દેવું. એ જળ દોષો ઉત્પન્ન કરનારું અને અહિતકર જ છે; માટે તે લેવું જ નહિ. જે માણસ બગડેલા જળને ગરમ કર્યા વગર પીએ છે તેને સોજો, પાંડુરોગ, ચામડીના રોગો, મંદાગ્નિ, શ્વાસ, ખાંસી, સળેખમ, શૂળ,

જે કરા પડે છે, તેનુ જળ કાર કહેવાય છે તુષારના (નદીથી સમુદ્ર પર્યંત જે અગ્નિ રહેલો છે, તે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલાં અને જેઓમાં ધુમાડાનો લેશ પણ હોતો નથી, એવા જળો–રાતે પડતા ઝાકળના) જળો તૌષાર કહેવાય છે હિમાલય વગેરેના શિખરોમાંથી હિમ પીગળીને જે જળરૂપે વરસે છે, તે જળ હૈમ કહેવાય છે એ ચાર પ્રકારના આંતરિક્ષ જળોમા ધારજળ હલકુ હોવાને લીધે મુખ્ય છે એ ધાર જળ, ગાગ અને સામુદ્ર એ રીતે બે પ્રકારનુ હોય છે જે જળ આસો મહિનામા વરસે છે, તે ઘણુ કરીને ગાગ હોય છે, અને તે સિવાયનુ ધારજળ સામુદ્ર હોય છે આસો મહિનામાં પણ ગાંગજળની અને સામુદ્રજળની પરીક્ષા કરી ગાગજળ જ લેવુ. જરા પણ સડેલુ કે બળ્યા વગરનુ ભાતનુ ઢેફુ રૂપાના વાસણમાં રાખીને તે વાસણ વરસાદમા બહાર મૂકવુ જરા વાર વરસાદમા રાખતા એ ઢેફુ જો એવુ ને એવુ રહે, તો જાણવુ કે ગાગજળ પડે છે અને જો તે ઢેફાનો વર્ણ બદલી જાય અથવા ભાતના દાણામા પચપચાટ થઈ જાય તો જાણવુ કે સામુદ્રજળ પડે છે[1] સામુદ્રજળ પડતું હોય તો લેવુ નહિ ગાગજળ ન મળે એમ હોય તો સામુદ્રજળ પણ લેવુ, કેમ કે આસો મહિનામા લીધેલુ સામુદ્રજળ પણ ગાગજળના જેવુ જ કામ કરે છે ગાગજળ શ્રેષ્ઠ છે અને તે આસો મહિનામા લેવુ, તે એવી રીતે કે વરસાદમા અદ્ધર સ્વચ્છ વસ્ત્રને પહોળુ કરી તેના એક ભાગમાથી પડતુ જળ લેવુ અથવા સ્વચ્છ મહેલના ઉપરના ભાગ પરથી પડતું હોય તે લેવુ અથવા રૂપાના કે સુવર્ણ વગેરેના સ્વચ્છ પાત્રોમા ઝીલીને લેવુ પછી એ જળને સુવર્ણના, રૂપાના કે માટીના વાસણમાં રાખી મૂકવુ અને તેનો સર્વ કાળમા ઉપયોગ કરવો એ ગાગજળ અથવા સામુદ્રજળ ન મળે, તો પછી પૃથ્વી પર પડેલુ જળ લેવુ, પણ તે એવુ લેવુ કે જે આકાશના ગુણોના આધિક્યવાળુ હોય ૬

तत्पुन सप्तविधम् । तद्यथा-कौप नादेय सारस ताडाग प्रास्रवणमौद्भिद चौण्ट्यमिति । तत्र वर्षास्वान्तरिक्षमौद्भिद वा सेवेत महागुणत्वात् । शरदि सर्व प्रसन्नत्वात् । हेमन्ते सारस ताडाग वा। वसन्ते कौप प्रास्रवण वा । ग्रीष्मेऽप्येवम् । प्रावृषि चौण्ट्यमनवमनभिवृष्ट सर्व चेति ॥ ७ ॥

### વરસાદના જળના સાત પ્રકાર

પૃથ્વી પર પડેલુ જળ કૂવાનુ, નદીનું, સરોવરનુ, તળાવનુ, ઝરણાનુ, પૃથ્વીમાથી નીકળતુ અને બાધ્યા વગરના કૂવાનુ–એ રીતે સાત પ્રકારનુ હોય છે વર્ષાઋતુમા આંતરિક્ષ જળ અથવા પૃથ્વીમાંથી નીકળતુ જળ સેવવુ, કેમ કે તે ઉત્તમ ગુણોવાળુ છે શરદઋતુમા અગસ્ત્યના ઉદયને લીધે સઘળા જળો સ્વચ્છજ હોય છે, માટે ઉપર કહેલા સઘળાં જળો સેવવ હેમતઋતુમાં સરોવરનુ અથવા તળાવનુ જળ સેવવુ વસતઋતુમા કૂવાનુ અથવા ઝરણાનુ જળ સેવવુ ગ્રીષ્મઋતુમા પણ કૂવાનુ અથવા ઝરણાંનુ જળ સેવવુ પ્રાવૃષ ઋતુમા બાધ્યા વગરના કૂવાનુ જળ તથા નવુ જળ સેવવુ અને વરસાદ ન થયો હોય ત્યા સુધી સરોવર તથા તળાવ વગેરેના જળનુ સેવન કરવામા પણ કશી હરકત નથી ૭

कीटमूत्रपुरीषाण्डशवकोथप्रदूषितम् ।
तृणपर्णोत्करयुत कलुष विषसयुतम् ॥
योऽवगाहेत वर्षासु पिबेद्वापि नव जलम् ।
स बाह्याभ्यन्तरान्रोगान्प्राप्नुयात् क्षिप्रमेव तु ॥ ८ ॥

### વરસાદનું નવુ જળ પીવાથી તથા નાહવાથી થતા રોગો

અસાડ, શ્રાવણ અને ભાદરવામા નવુ

[1] રૂપા [ વ મળ ખા । રસ્તાનુ હોય છે તેમા સામુ જળ પડ્યા વિના ભાતમા બગાડ થાય નહિ

માળવામાં પૂર્વદિશાના પર્વતોમાંથી નીકળેલી નદીઓ તથા પશ્ચિમ દિશાના પર્વતોમાંથી નીકળેલી નદીઓ અરશો કરે છે. પારિયાત્ર નામના પર્વતમાંથી નીકળેલી નદીઓ પથ્ય છે અને બળ તથા આરોગ્ય આપનારી છે.

જે નદીઓ ઉતાવળા વેગવાળી તથા નિર્મળ જળવાળી હોય, તે હલકા જળવાળી હોય છે અને જે નદીઓ શેવાળથી ઢંકાયેલી, મેલી તથા મંદ વેગવાળી હોય, તે ભારે જળવાળી હોય છે. ઘણું કરીને મારવાડની નદીઓ કડવા તથા ખારા રસોવાળી અને કાંઈક તૂરી તથા મધુર હોય છે; તેથી તેઓનું જળ પાકમાં હલકું છે અને બળ માટે પણ સારું છે. ૧૭

तत्र सर्वेषां भौमानां ग्रहणं प्रत्यूषसि । तत्र ह्यमलत्वं शैत्यं चाधिकं भवति । स एव चापां परो गुण इति ॥ १८ ॥

## પૃથ્વીનું જળ ક્યારે ભરી લેવું ?

સર્વ પ્રકારનાં પૃથ્વીનાં જળો પરોઢિયાના સમયમાં લેવાં; કારણ કે એ સમયે તે જળોમાં સ્વચ્છતા તથા શીતતા અધિક હોય છે. સ્વચ્છતા અને શીતલતા એ જળમાં મુખ્ય ગુણો છે. ૧૮

दिवार्ककिरणैर्जुष्टं निशायामिन्दुरश्मिभिः ।
अरूक्षमनभिष्यन्दि तत्तुल्यं गगनाम्बुना ॥ १९ ॥

## સામાન્ય રીતે પૃથ્વીનું ઉત્તમ જળ કયું ?

જે જળ ઉપર દિવસે સૂર્યનાં કિરણો પડતાં હોય અને રાતે ચંદ્રનાં કિરણો પડતાં હોય, તે જલને રૂક્ષ કે શરદી કરનાર ન હોવાને લીધે આંતરિક્ષ જળ જેવું સમજવું. (અર્થાત્ આંતરિક્ષ જળ ન મળે તો તે જળ લેવું.) ૧૯

गगनाम्बु त्रिदोषघ्नं गृहीतं यत्सुभाजने ।
बल्यं रसायनं मेध्यं पात्रापेक्षि ततः परम् ॥ २० ॥

## આંતરિક્ષ જળના વિશેષ ગુણો.

સારા વાસણમાં લઈ રાખેલું આકાશનું જળ ત્રણે દોષોને હણનાર છે, બળને વધારનાર છે, રસાયન હોવાથી સર્વને ઉપયોગી છે અને પવિત્ર છે. જો એ જળ અતિશ્રેષ્ઠ વાસણમાં રાખવામાં આવ્યું હોય, તો અધિક ગુણ કરે છે. ૨૦

रक्षोघ्नं शीतलं ह्लादि ज्वरदाहविषापहम् ।
चन्द्रकान्तोद्भवं वारि पित्तघ्नं विमलं स्मृतम् ॥२१॥

## ચંદ્રકાંત મણિમાંથી ઝરેલા જળના ગુણો

ચંદ્રકાંત મણિનું જળ રાક્ષસોના ભયને ટાળનાર છે, શીતલ છે, સુખદાયી છે, નિર્મળ છે અને જ્વર, દાહ, વિષ તથા પિત્તને મટાડનાર છે. ૨૧

मूर्च्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये ।
भ्रमक्लमपरीतेषु तमके वमथौ तथा ॥
ऊर्ध्वगे रक्तपित्ते च शीतमम्भः प्रशस्यते ॥ २२ ॥

## શીત જળ કયા રોગમાં દેવું ?

મૂર્ચ્છા, પિત્ત, દાહ, વિષ, રુધિર સંબંધી રોગ, મદાત્યય, ભ્રમણ, થાક, તમકશ્વાસ, મોહ, ઊલટી અને ઉપરના ભાગના રક્તપિત્તમાં શીતલ જળ દેવું એ ઉત્તમ છે. સામાન્ય રીતે શરદઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં પણ શીતલ જળ દેવું એ ઉત્તમ છે. ૨૨

पार्श्वशूले प्रतिश्याये वातरोगे गलग्रहे ॥
आध्माने स्तिमिते कोष्ठे सद्यःशुद्धे नवज्वरे ।
हिक्कायां स्नेहपीते च शीताम्बु परिवर्जयेत् ॥ २३ ॥

## કયા રોગોમાં શીતલ જળ ન આપવું ?

પડખાંનું શૂળ, સળેખમ, વાયુ સંબંધી રોગ, ગલગ્રહ, આફરો, કોઠાનું સ્તબ્ધપણું, (આમકોષ્ઠ) નવીનજ્વર અને હેડકીમાં શીતલ જળનો ત્યાગ કરવો. જે દિવસે શોધન કર્યું હોય તે દિવસે અથવા તે પછી સાત દિવસ સુધી શીતલ જળનો ત્યાગ કરવો. સ્નેહપાન કર્યો

---

નદીઓ દરદોને ઉત્પન્ન કરે છે. (ડલ્લન)

हिमवत्प्रभवा यास्तु नद्योऽश्माहतपाथसः ।
गंगाशतद्रुसरयूयमनाद्या गुणोत्तमाः ॥ (ભાવપ્રકાશ)

ગુલ્મ, ઉદરરોગો તથા બીજા પણ કેટલાક વિષમ રોગો તુરત જ થાય છે. ૧૨

तत्र सप्त कलुषस्य प्रसादनानि भवन्ति। तद्यथा–कतकगोमेदकबिसग्रन्थिशैवालमूलवस्त्राणि मुक्ता मणिश्चेति ॥ १३ ॥

**મેલા જળને સ્વચ્છ કરવાના ઉપાયો**

નિર્મળીનું ચૂર્ણ, ગોમેદ નામનો મણિ, કમળનું મૂળ, શેવાળનું મૂળ, વસ્ત્ર, મોતી અને સ્ફટિક વગેરે મણિ એ સાત, મેલા જળને સ્વચ્છ કરવાના ઉપાયો છે. (આ રૂપદોષને ટાળવાના ઉપાયો બતાવ્યા છે.) ૧૩

पंच निक्षेपणानि भवन्ति । तद्यथा–फलकं त्र्यष्टकं मुञ्जवलय उदकमञ्चिका शिक्यं चेति ॥१४॥

**જળભરેલાં વાસણો ક્યાં રાખવાં?**

પાટિયાં, આઠ હાંસવાળી ત્રિપદીઓ, મુંજ નામના ખડની ઉઢેણીઓ, માંચીઓ અને શીંકાં એ પાંચ જળને રાખવાના આધારો સમજવા. એમાંથી કોઈના ઉપર જળભરેલાં વાસણો રાખવાં. ૧૪

सप्त शीतीकरणानि भवन्ति।प्रवातस्थापनमुदकप्रक्षेपणं यष्टिकाभ्रामणं व्यजनं वस्त्रोद्धरणं वालुकाप्रक्षेपणं शिक्यावलम्बनं चेति ॥ १५ ॥

**જળને ઠંડું કરવાના ઉપાયો**

પવનવાળી ખુલ્લી જગ્યામાં રાખવું, જળથી ભરેલા પાત્રનું વસ્ત્ર વડે મોઢું બાંધીને ચોતરફ બીજું જળ સીંચવું, લાકડી વગેરેથી બનાવેલા યંત્રમાં જળના પાત્રને લઈને ફેરવવું, પંખા નાખવા, વસ્ત્રથી ગાળવું, જળના પાત્રને રેતીમાં નાખવું અને શીંકામાં લટકાવવું એ સાત જળને ઠંડું કરવાના ઉપાયો છે. ૧૫

निर्गन्धमव्यक्तरसं तृष्णाघ्नं शुचि शीतलम् ।
अच्छं लघु च हृद्यं च तोयं गुणवदुच्यते ॥ १६ ॥

**પૃથ્વીનું જળ કેવું લેવું?**

જે જળ ગંધવગરનું, અપ્રકટ રસવાળું, તરશ મટાડનારું, પવિત્ર, ઠંડું, સ્વચ્છ, હલકું અને મનને પ્રિય લાગે એવું હોય, તે જળ ગુણવાળું કહેવાય છે. ૧૬

तत्र नद्यः पश्चिमाभिमुखाः पथ्या लघूदकत्वात् । पूर्वाभिमुखास्तु न प्रशस्यन्ते गुरूदकत्वात् । दक्षिणाभिमुखा नातिदोषलाः साधारणत्वात् । तत्र सह्यप्रभवाः कुष्ठं जनयन्ति । विन्ध्यप्रभवाः कुष्ठं पाण्डुरोगं च, मलयप्रभवाः कृमीन्महेन्द्रप्रभवाः श्लीपदोदराणि, हिमवत्प्रभवा हृद्रोगश्वयथुशिरोरोगश्लीपदगलगण्डान् । प्राच्यावन्त्या अपरावन्त्याश्चार्शांस्युपजनयन्ति । पारियात्रप्रभवाः पथ्या बलारोग्यकर्य इति ।
नद्यः शीघ्रवहा लघ्व्यः प्रोक्ता याश्चामलोदकाः ।
गुर्व्यः शैवालसंछन्नाः कलुषा मन्दगाश्च याः ॥
प्रायेण नद्यो मरुषु सतिक्ता लवणान्विताः ।
ईषत्कषाया मधुरा लघुपाका बले हिताः ॥ १७ ॥

**નદીઓના ગુણો**

પશ્ચિમ તરફ જનારી નદીઓ હલકા જળવાળી છે, માટે તે પથ્ય છે. પૂર્વ તરફ જનારી નદીઓ ભારે જળવાળી છે, તેથી તે સારી ગણાતી નથી. દક્ષિણ તરફ જનારી નદીઓ સાધારણ છે; માટે તે બહુ દોષવાળી નથી. સહ્યાદ્રિમાંથી નીકળેલી નદીઓ કોઢને ઉત્પન્ન કરે છે. વિંધ્યાચળમાંથી નીકળેલી નદીઓ કોઢને તથા પાંડુરોગને ઉત્પન્ન કરે છે. મલયાચલમાંથી નીકળેલી નદીઓ કૃમિઓને ઉત્પન્ન કરે છે.[1] મહેંદ્રાચલમાંથી નીકળેલી નદીઓ શ્લીપદને તથા ઉદરરોગોને ઉત્પન્ન કરે છે અને હિમાલયમાંથી નીકળેલી નદીઓ છાતીનાં દરદો, સોજાઓ, માથાના રોગો, શ્લીપદ અને ગળગંડને ઉત્પન્ન કરે[2] છે.

---

૧ મલયાચલની નદીઓ બે જાતની છે. કેટલીક પથરાઓવાળી તથા રેતીવાળી છે અને કેટલીક કેવળ રેતીવાળી જ છે. એમાં પહેલી જાતની નદીઓ પથ્ય છે. (ડલ્હન)

૨ હિમાલયના ઉપરના ભાગમાંથી પ્રકટ થયેલી નદીઓ પથ્ય છે અને નીચેના ભાગમાંથી પ્રકટ થયેલી

### જાંગલ દેશના જળના ગુણો

જાંગલ દેશનું જળ ( ઘણું કરીને ) આ અધ્યાયના નવમા વિષયમાં કહેલા સ્પર્શાદિક છ દોષોથી રહિત હોય છે અને તે ઉત્તમ હોય છે. ૩૭

पाकेऽविदाहि तृष्णाघ्नं प्रशस्तं प्रीतिवर्द्धनम् ।
दीपनं स्वादु शीतं च तोयं साधारणं लघु ॥ ३८॥

### સાધારણ દેશના જળના ગુણો

સાધારણ દેશનું જળ પાકમાં દાહ કરતું નથી, તરશને હણે છે, ઉત્તમ છે, પ્રીતિને વધારે છે, અગ્નિને દીપ્ત કરે છે, મધુર છે, શીતલ છે અને હલકું છે. ૩૮

कफमेदोऽनिलामघ्नं दीपनं बस्तिशोधनम् ॥
श्वासकासज्वरहरं पथ्यमुष्णोदकं सदा ।
यत्क्वाथ्यमानं निर्वेगं निष्फेनं निर्मलं लघु ॥
चतुर्भागावशेषं तु तत्तोयं गुणवत्स्मृतम् ॥ ३९ ॥

### ઊના પાણીના ગુણો

ઉકાળીને અરધું બાકી રાખેલું ઊનું પાણી અગ્નિને દીપ્ત કરનાર છે, મૂત્રાશયને સાફ કરનાર છે, સર્વદા પથ્ય છે અને કફ, મેદ, વાયુ, આમ, શ્વાસ, ખાંસી તથા જ્વરને હણનાર છે.

ઉકાળવાના સમયમાં વેગથી તથા ફીણથી રહિત રહેલું, નિર્મળ, હલકું અને ઉકાળીને ચોથા ભાગનું બાકી રાખેલું ઊનું જળ ઉત્તમ ગુણવાળું છે. ૩૯

न च पर्युषितं देयं कदाचिद्वारि जानता ॥
अम्लीभूतं कफोत्क्लेशि न हितं तत् पिपासवे ॥४०॥

### વૈદ્યે રાતવાસી રહેલું ઊનું જળ રોગીને દેવું નહિ

સમજુ વૈદ્યે કદી પણ રાતવાસી રાખેલું ઊનું પાણી રોગીને દેવું નહિ; કેમકે તે ખાટું થઈ ગયેલું હોય છે અને કફને સ્થાનચ્યુત કરનારું છે અને તરસમાં એ રોગીને હિતકારી નથી

मद्यपानात्समुद्भूते रोगे पित्तोत्थिते तथा ।
संनिपातसमुत्थे च शृतशीतं प्रशस्यते ॥ ४१ ॥

### ઊનું કરીને ઠંડું પાડેલું જળ દેવાના વિષયો

મદાત્યયથી ઉત્પન્ન થયેલા રોગમાં, પિત્તથી ઉત્પન્ન થયેલા રોગમાં અને સન્નિપાતથી ઉત્પન્ન થયેલા રોગમાં ઊનું કર્યા પછી ઠંડું પાડેલું જળ દેવું એ ઉત્તમ છે. ( મદાત્યયમાં તો શીતલ જળ પણ ઉત્તમ છે અને ઊનું કર્યા પછી ઠંડું કરેલું જળ પણ ઉત્તમ છે. ) ૪૧

स्निग्धं स्वादु हिमं हृद्यं दीपनं बस्तिशोधनम् ।
वृष्यं पित्तपिपासाघ्नं नारिकेलोदकं गुरु ॥ ४२ ॥

### નાળિયેરના જળના ગુણો

નાળિયેરનું જળ સ્નિગ્ધ છે, મધુર છે, ઠંડું છે, હૃદયને પ્રિય લાગે એવું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, મૂત્રાશયને સાફ કરનાર છે, વીર્યને વધારનાર છે, પિત્તને તથા તરશને મટાડનાર છે અને ભારે છે. ૪૨

दाहातीसारपित्तासृङ्मूर्च्छामद्यविषार्तिषु ।
शृतशीतं जलं शस्तं तृष्णाच्छर्दिभ्रमेषु च ॥ ४३ ॥

### ઊનું કરી ઠંડું પાડેલું જળ દેવાના બીજા વિષયો

દાહ, અતિસાર, પિત્તજન્યરોગ, રુધિરજન્ય રોગ, મૂર્છા, મદ્યસંબંધી પીડા, વિષસંબંધી પીડા, તરશ, ઊલટી અને ભ્રમ—એમાં ઊનું કરી ઠંડું પાડેલું જળ દેવું, એ ઉત્તમ છે. ૪૩

अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये ॥
मन्दाग्नावुदरे कुष्ठे ज्वरे नेत्रामये तथा ।
व्रणे च मधुमेहे च पानीयं मन्दमाचरेत् ॥ ४४ ॥

इति जलवर्गः

### કયા રોગમાં થોડું જળ પીવું ?

અરોચક, સળેખમ, લાળનો સ્રાવ, સોજો, ક્ષય, અગ્નિનું મંદપણું, ઉદરરોગ, કોઢ, જ્વર

પછી પણ શીતળ જળ પીવું નહીં. ૨૩

नादेयं वातलं रूक्षं दीपनं लघु लेखनम् ।
तदभिष्यन्दि मधुरं सान्द्रं गुरु कफावहम् ॥ २४ ॥

નદીના જળના સામાન્ય ગુણો

નદીનું જળ વાયુને ઉત્પન્ન કરનારું છે, રુક્ષ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હલકું છે અને કફને તથા મેદને હણનારું છે; પણ જો નદીનું જળ મધુર તથા ઘાટું હોય, તો શરદી કરનારું છે, ભારે છે અને કફ કરનાર છે. ૨૪

तृष्णाघ्नं सारसं बल्यं कषाय मधुरं लघु ॥ २५ ॥

સરોવરના જળના ગુણો

સરોવરનું જળ તરશને મટાડનાર છે, બળ આપનાર છે, તૂરું છે, મધુર છે અને હલકું છે. ૨૫

ताडागं वातलं स्वादु कषायं कटुपाकि च ॥ २६ ॥

તળાવના જળના ગુણો

તળાવનું જળ વાયુને ઉત્પન્ન કરનાર છે, મધુર છે, તૂરું છે અને કટુ પાકવાળું છે. ૨૬

वातश्लेष्महरं वाप्यं सक्षारं कटु पित्तलम् ॥ २७ ॥

વાવના જળના ગુણો

વાવનું જળ ખારું હોય, તો વાયુને તથા કફને હણનાર છે, તીખું છે અને પિત્તને વધારનાર છે. (મીઠું હોય તો કફ કરનાર છે અને વાયુને તથા પિત્તને હણનાર છે.) ૨૭

सक्षारं पित्तलं कौपं श्लेष्मघ्नं दीपनं लघु ॥ २८ ॥

કૂવાના જળના ગુણો

કૂવાનું જળ ખારું હોય, તો પિત્ત કરનાર છે, કફને હણનાર છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને હલકું છે. (મીઠું હોય તો ત્રણે દોષને હરનાર છે, હિતકારી છે અને હલકું છે.) ૨૮

चौण्ट्यमग्निकरं रूक्षं मधुरं कफकृन्न च ॥ २९ ॥

નદી બાંધેલા કૂવાના જળના ગુણો

નદી બાંધેલા કૂવાનું જળ અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, રક્ષ છે અને મધુર છતાં કફ કરનારું નથી. ૨૯

कफघ्नं दीपनं हृद्यं लघु प्रस्रवणोद्भवम् ॥ ३० ॥

ઝરણાંના જળના ગુણો

ઝરણાંનું જળ કફને હણનાર છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે અને હલકું છે. ૩૦

मधुरं पित्तशमनमविदाह्यौद्भिदं स्मृतम् ॥ ३१ ॥

પૃથ્વીમાંથી નીકળતા જળના ગુણો

પૃથ્વીમાંથી નીકળતું જળ મધુર છે, પિત્તને શાંત કરનાર છે અને સારી રીતે પચે એવું છે. ૩૧

वैकिरं कटु सक्षारं श्लेष्मघ्नं लघु दीपनम् ॥ ३२ ॥

વીરડાના જળના ગુણો

વીરડાનું જળ ખારું હોય, તો તીખું છે, કફને હણનાર છે, હલકું છે અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. (મીઠું હોય તો નિર્દોષ છે, શીતલ છે, હલકું છે અને પિત્તને હરનાર છે.) ૩૨

कैदारं मधुरं प्रोक्तं विपाके गुरु दोषलम् ॥ ३३ ॥

ક્યારાના (ખેતરના) જળના ગુણો

ક્યારાનું જળ મધુર છે, વિપાકમાં ભારે છે અને દોષોને ઉત્પન્ન કરનાર છે. ૩૩

तद्वत्पाल्वलमुद्दिष्टं विशेषाद्दोषलं तु तत् ॥ ३४ ॥

ખાબોચિયાના જળના ગુણો

ખાબોચિયાનું જળ ખેતરના જળ જેવું જ છે અને વિશેષે કરી દોષોને ઉત્પન્ન કરનાર છે. ૩૪

सामुद्रमुदकं विस्रं लवणं सर्वदोषकृत् ॥ ३५ ॥

સમુદ્રજળના ગુણો

સમુદ્રનું જળ ખરાબ ગંધવાળું છે, ખારું છે અને સઘળા દોષો નિપજાવનારું છે. ૩૫

अनेकदोषमानूपं वार्यभिष्यन्दि गर्हितम् ॥ ३६ ॥

જળમય દેશના જળના ગુણો

જળમય દેશનું જળ અનેક દોષવાળું છે, શરદી કરનાર છે અને ખરાબ છે. ૩૬

एभिर्दोषैर्वियुक्तं निरवद्यं तु जाङ्गलम् ॥ ३७ ॥

છે, રક્તપિત્તને હરનાર છે, શીતળ છે, રસમાં તથા પાકમાં મધુર છે, જીવનરૂપ છે અને વાયુને તથા પિત્તને ટાળી નાખનાર છે. ૪૭

गव्यतुल्यगुणं त्वाजं विशेषाच्छोषिणां हितम् ।
दीपनं लघु संग्राहि श्वासकासास्रपित्तनुत् ॥
अजानामल्पकायत्वात्कटुतिक्तनिषेवणात् ।
नात्यम्बुपानाद्व्यायामात्सर्वव्याधिहरं पयः ॥ ४८ ॥

### બકરીના દૂધના ગુણો

બકરીનું દૂધ ગાયના દૂધના જેવા જ ગુણોવાળું છે, વિશેષે કરી ક્ષયરોગવાળાઓને હિતકારી છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, હલકું છે, દસ્તને રોકનાર છે અને શ્વાસ, ખાંસી તથા રક્તપિત્તને મટાડનાર છે. બકરીઓ નાના કદવાળી હોય છે, તીખા તથા કડવા પદાર્થોનું સેવન કરે છે, ઘણું પાણી પીતી નથી અને મહેનત કરનારી છે; માટે તેનું દૂધ સર્વ વ્યાધિઓને ટાળે છે. ૪૮

रूक्षोष्णं लवणं किंचिदौष्ट्रं स्वादुरसं लघु ।
शोफगुल्मोदरार्शोघ्नं कृमिकुष्ठविषापहम् ॥ ४९ ॥

### ઊંટડીના દૂધના ગુણો

ઊંટડીનું દૂધ રુક્ષ છે, ગરમ છે, કાંઈક ખારું છે, મધુર રસવાળું છે, હલકું છે અને સોજા, ગુલ્મ, ઉદરરોગ, અરશ, કૃમિ, કોઢ તથા વિષને હરનાર છે. ૪૯

आविकं मधुरं स्निग्धं गुरु पित्तकफावहम् ।
पथ्यं केवलवातेषु कासे चानिलसम्भवे ॥ ५० ॥

### ગાડરના દૂધના ગુણો

ગાડરનું દૂધ મધુર છે, સ્નિગ્ધ છે, ભારે છે, પિત્તને તથા કફને કરનાર છે, અન્ય દોષોના સંસર્ગ વગરના વાતરોગોમાં હિતકારી છે અને વાયુથી થયેલી ખાંસીમાં પણ હિતકારી છે. ૫૦

महाभिष्यन्दि मधुरं माहिषं वह्निनाशनम् ।
निद्राकरं शीतकरं गव्यात्स्निग्धतरं गुरु ॥ ५१ ॥

### ભેંશના દૂધના ગુણો

ભેંશનું દૂધ સ્રોતો વગેરેમાં અતિમંદતા તથા અતિ ભીનાશ કરનાર છે, મધુર છે. જઠરાગ્નિને નષ્ટ કરનાર છે, નિદ્રા આપનાર છે, શીત કરનાર છે અને ગાયના દૂધ કરતાં વધારે સ્નિગ્ધ છે તથા ભારે છે. ૫૧

उष्णं चैकशफं बल्यं शाखावातहरं पयः ।
मधुराम्लरसं रूक्षं लवणानुरसं लघु ॥ ५२ ॥

### ઘોડીના દૂધના ગુણો

ઘોડીનું તથા એક ખરીવાળી બીજી પશુજાતિનું દૂધ પણ બળને વધારનાર છે, હાથપગના વાયુરોગોને હરનાર છે, ગરમ છે, મધુર છે, ખાટા રસવાળું છે, રુક્ષ છે, ખારાશને અનુસરતા રસવાળું છે અને હલકું છે. ૫૨

नार्यास्तु मधुरं स्तन्यं कषायानुरसं हितम् ।
नस्याश्च्योतनयोः पथ्यं जीवनं लघु दीपनम् ॥५३॥

### સ્ત્રીના દૂધના ગુણો

સ્ત્રીનું દૂધ મધુર છે, તૂરા રસને અનુસરતું છે, ટાઢું છે, નસ્ય દેવામાં તથા આંખોની અંદર ટીપાં પાડવામાં પથ્ય છે, જીવન દેનાર છે, હલકું છે અને અગ્નિને દીપ્ત કરનાર છે. ૫૩

हस्तिन्या मधुरं वृष्यं कषायानुरसं गुरु ।
स्निग्धं स्थैर्यकरं शीतं चक्षुष्यं बलवर्द्धनम् ॥ ५४ ॥

### હાથણીના દૂધના ગુણો

હાથણીનું દૂધ મધુર છે, વીર્યને વધારનાર છે, તૂરા રસને અનુસરતું છે, ભારે છે, સ્નિગ્ધ છે, શરીરને દૃઢ કરનાર છે, ટાઢું છે, નેત્રોને હિતકારી છે અને બળને વધારનાર છે. ૫૪

प्रायः प्राभातिकं क्षीरं गुरु विष्टम्भि शीतलम् ।
रात्र्याः सोमगुणत्वाच्च व्यायामाभावतस्तथा ॥ ५५ ॥

### પ્રભાતમાં દોહેલા દૂધના ગુણો

રાત્રિ ચંદ્રના ગુણોવાળી છે અને પશુઓ રાતે વ્યાયામ કરતાં નથી; તેથી પ્રભાતનું દૂધ ઘણું કરીને ભારે હોય છે, પેટમાં ગડગડાટ કરે

નેત્રના રોગ, વ્રણ અને મધુપ્રમેહ-એમાં થોડું થોડું પાણી પીવું. ૪૪

अथ क्षीरवर्गः

गव्यमाजं तथा चौष्ट्रमाविकं माहिषं च यत् ।
अश्वायाश्चैव नार्याश्च करेणूनां च यत्पयः ॥ ४५ ॥

### દૂધના આઠ ભેદ

ગાયનું, બકરીનું, ઊંટડીનું, ગાડરનું, ભેંસનું, ઘોડીનું, સ્ત્રીનું અને હાથણીનું-એ રીતે દૂધના આઠ ભેદ[1] છે. ૪૫

तत्त्वनेकौषधिरसप्रसादं प्राणदं गुरु ।
मधुरं पिच्छिलं शीतं स्निग्धं श्लक्ष्णं सरं मृदु ॥
सर्वप्राणभृतां तस्मात्सात्म्यं क्षीरमिहोच्यते ॥

तत्र सर्वमेव क्षीरं प्राणिनामप्रतिषिद्धं जातिसात्म्यात् । वातपित्तशोणितमानसविकारेष्वविरुद्धम् । जीर्णज्वरकासश्वासशोषक्षयगुल्मोन्मादोदरमूर्च्छाभ्रममदाहपिपासाहृद्बस्तिपाण्डुरोगग्रहणीदोषार्शःशूलोदावर्तातिसारप्रवाहिकायोनिरोगगर्भास्रावरक्तपित्तश्रमक्लमहरं पाप्मापहं बल्यं वृष्यं वाजीकरणं रसायनं मेध्यं संधानमास्थापनं वयःस्थापनमायुष्यं जीवनं बृंहणं वमनं विरेचनं च तुल्यगुणत्वाच्चौजसो वर्द्धनमिति बालवृद्धक्षतक्षीणानां क्षुद्व्यवायव्यायामकर्शितानां च पथ्यतमम् ॥ ४६ ॥

### દૂધના સામાન્ય ગુણો

દૂધ અનેક દ્રવ્યોના રસના પ્રસાદરૂપ છે, પ્રાણ આપનાર છે, ભારે છે, મધુર છે, ચીકણું છે, ટાઢું છે, સ્નિગ્ધ છે, લીસું છે, મળની પ્રવૃત્તિ કરાવનાર છે અને કોમળ છે. આ પ્રમાણે હોવાને લીધે દૂધ સર્વ પ્રાણીઓને સાત્મ્ય (પ્રકૃતિથી જ હિતકારી) છે, એમ કહેવાય છે.

દૂધ સર્વ પ્રાણીઓને જન્મથી જ સાત્મ્ય છે, એટલા માટે કોઈ પણ પ્રાણીને એ આઠ પ્રકારના દૂધનો નિષેધ નથી. વાતવિકાર, પિત્તવિકાર, રુધિરવિકાર અને રજોગુણ વગેરેથી થતા માનસિક વિકારોમાં પણ દૂધનો નિષેધ નથી. દૂધ જીર્ણજ્વર, કફજન્ય વગરની બીજી ખાંસીઓ, શ્વાસ, મુખ તથા કંઠ વગેરેનો શોષ, ક્ષયરોગ, વાતિક તથા પૈત્તિક ગુલ્મો, ઉન્માદો, વાતિક તથા પૈત્તિક ઉદરરોગો, કફવગરની મૂર્છા, કફવગરનો ભ્રમ, કફ, મદ, દાહ, કફવગરની તરશ, વાતિક તથા પૈત્તિક હૃદય-રોગો, મૂત્રાશયના રોગો, વાતિક તથા પૈત્તિક પાંડુરોગ, ગ્રહણી-રોગ, અરશ, શૂળ, ઉદાવર્ત, અતિસાર, પ્રવાહિકા, યોનિરોગો, આમના સંબંધ વગરનો ગર્ભસ્રાવ, કફની પ્રધાનતા વગરનું તથા અગ્નિની મંદતા વગરનું રક્તપિત્ત, શ્રમ તથા ગ્લાનિને હરનાર છે; પાપોને ટાળનાર છે, બળને વધારનાર છે, વીર્યને વધારનાર છે, સ્રીસંગમાં પ્રહર્ષ આપનાર છે, સર્વદા ઉપયોગ કરવાથી રસાયન છે, પવિત્ર છે, બુદ્ધિને વધારનાર છે, ભાંગેલાને સાંધનાર છે, નિરૂહ બસ્તિમાં ઉપયોગી છે, યૌવનને સ્થિર રાખનાર છે, આયુષ્યને વધારનાર છે, જિવાડનાર છે, પુષ્ટિ આપનાર છે, વમન દ્રવ્યોની સાથે મળીને વમન કરાવનાર છે, અને તથા વિરેચન દ્રવ્યોની સાથે મળીને પણ વિરેચન કરાવનાર છે, ઓજના જેવા જ ગુણોવાળું હોવાને લીધે ઓજને વધારનાર છે અને બાલક, વૃદ્ધ, ક્ષતથી ક્ષીણ થયેલા, ભૂખથી દુર્બળ થયેલા, મૈથુનથી દુર્બળ થયેલા તથા કસરતથી દુર્બળ થયેલાને અત્યંત પથ્યરૂપ છે. (ઘણું કરીને કફજન્ય રોગો ઉપર સારું નથી.) ૪૬

गोक्षीरमनभिष्यन्दि स्निग्धं गुरु रसायनम् ।
रक्तपित्तहरं शीतं मधुरं रसपाकयोः ॥
जीवनीयं तथा वातपित्तघ्नं परमं स्मृतम् ॥ ४७॥

### ગાયના દૂધના ગુણો

ગાયનું દૂધ સોજો વગેરેને બીનારા તથા મંદતા આપનાર નથી, સ્નિગ્ધ છે, ભારે છે, રસાયન

[1] ખચરી, ગધેડી, હરિણી અને ઘેટી વગેરેનાં દૂધો પણ કરીને લેપાદિકમાં ઉપયોગી છે, પણ પીવામાં ઉપયોગી નથી. તેથી તેઓને આ પ્રકરણમાં દાખલ કર્યો નથી.

છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને અરશ, શ્વાસ તથા ખાંસી ઉપર હિતકારી છે. ૬૧

विपाके मधुरं वृष्यं वातपित्तप्रसादनम् ।
बलासवर्द्धनं स्निग्धं विशेषाद्दधि माहिषम् ॥ ६२ ॥

### ભેંશના દહીંના ગુણો

ભેંશનું દહીં વિપાકમાં મધુર છે, વીર્યને વધારનાર છે, વાયુને તથા પિત્તને શાંત કરનાર છે, કફને અત્યંત વધારનાર છે અને અત્યંત સ્નિગ્ધ છે. ૬૨

विपाके कटु सक्षारं गुरु भेद्यौष्ट्रिकं दधि ।
वातमर्शांसि कुष्ठानि कृमीन्हन्त्युदराणि च ॥ ६३ ॥

### ઊંટડીના દહીંના ગુણો

ઊંટડીનું દહીં વિપાકમાં તીખું છે, ક્ષારવાળું છે, ભારે છે, દસ્ત લગાડનાર છે અને વાયુ, અરશ, કોઢ, કૃમિઓ તથા ઉદરરોગોને નષ્ટ કરનાર છે. ૬૩

कोपनं कफवातानां दुर्नाम्नां चाविकं दधि ।
रसे पाके च मधुरमत्यभिष्यन्दि दोषलम् ॥ ६४ ॥

### ગાડરના દહીંના ગુણો

ગાડરનું દહીં રસમાં તથા પાકમાં મધુર છે, સ્રોતો વગેરેને અતિ મંદતા તથા અતિ ભીનાશ આપનારું છે, વિકારો કરનારું છે, અને અરશ, કફ તથા વાયુને પ્રકુપિત કરનારું છે. ૬૪

दीपनीयमचक्षुष्यं वाडवं दधि वातलम् ।
रूक्षमुष्णं कषायं च कफमूत्रापहं च तत् ॥ ६५ ॥

### ઘોડીના દહીંના ગુણો

ઘોડીનું દહીં અગ્નિને દીપ્ત કરનાર છે, વાયુને ઉત્પન્ન કરનાર છે, રુક્ષ છે, ઉષ્ણ વીર્યવાળું છે, તૂરું છે, કફને તથા મૂત્રને હણનારું છે અને નેત્ર માટે સારું નથી. ૬૫

स्निग्धं विपाके मधुरं बल्यं संतर्पणं गुरु ।
चक्षुष्यमग्र्यं दोषघ्नं दधि नार्या गुणोत्तरम् ॥ ६६ ॥

### સ્ત્રીના દહીંના ગુણો

સ્ત્રીનું દહીં વિપાકમાં મધુર છે, બળ આપનાર છે, તૃપ્ત આપનાર છે, ભારે છે, નેત્રોને અત્યંત હિતકારી છે, દોષોને હણનારું છે અને સઘળી રીતે ઉત્કૃષ્ટ ગુણોવાળું છે ૬૬

लघु पाके बलासघ्नं वीर्योष्णं शक्तिनाशनम् ॥
कषायानुरसं नाग्या दधि वर्चोविवर्द्धनम् ॥६७॥

### હાથણીના દહીંના ગુણો

હાથણીનું દહીં પાકમાં હલકું છે; કફ હણનાર છે, ઉષ્ણ વીર્યવાળું છે, શક્તિને નષ્ટ કરનાર છે, પેટામાં તૂરા રસવાળું છે અને વિષ્ઠાને વધારનાર છે. ૬૭

दधीन्युक्तानि यानीह गव्यादीनि पृथक् पृथक् ।
विज्ञेयमपु सर्वेषु गव्यमेव गुणोत्तरम् ॥६८॥

### સર્વ દહીંઓમાં ગાયના દહીંની ઉત્તમતા

ઉપર જે ગાય, બકરી, ભેંસ ઊંટડી, ગાડર, ઘોડી, સ્ત્રી તથા હાથણીનાં દહીં જુદાંજુદાં કહ્યાં, તે સઘળાંમાં ગાયના દૂધને જ ઉત્કૃષ્ટ ગુણોવાળું સમજવું. ૬૮

वातघ्नं कफकृत्स्निग्धं बृंहणं न च पित्तकृत् ।
कुर्याद्भक्ताभिलाषं च दधि यत्सुपरिस्रुतम् ॥६९॥

### વસ્ત્રથી ગાળેલા દહીંના ગુણો

વસ્ત્રથી સારી રીતે ગાળી લીધેલું દહીં વાયુને હણે છે, કફને ઉત્પન્ન કરે છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનાર છે, પિત્ત કરનાર નથી અને અન્ન ખાવામાં રુચિ ઉપજાવનાર છે. ૬૯

शृतात्क्षीरात्तु यज्जातं गुणवद्दधि तत्स्मृतम् ।
वातपित्तहरं रुच्यं धात्वग्निबलवर्द्धनम् ॥७०॥

### કઢેલા દૂધમાંથી કરેલા દહીંના ગુણો

કઢેલા દૂધમાંથી કરેલું દહીં ગુણવાળું છે, વાયુને તથા પિત્તને હણનાર છે, રુચિ ઉપજાવનાર છે, અને ધાતુઓને, અગ્નિને તથા બળને વધારનાર છે. ૭૦

दध्नः सरो गुरुर्वृष्यो विज्ञेयोऽनिलनाशनः ।
वह्नेर्विधमनश्चापि कफशुक्रविवर्द्धनः ॥७१॥

છે અને શીતળ હોય છે ૫૫

दिवाकराभितप्तानां व्यायामानिलसेवनात् ।
वातानुलोमि श्रान्तिघ्नं चक्षुष्यं चापराह्णिकम् ॥५६॥

### દિવસના પાછલા પહોરના દૂધના ગુણો

પશુઓ દિવસે સૂર્યનાં કિરણોથી તપે છે, વ્યાયામ કરે છે અને પવનનુ સેવન કરે છે, તેથી દિવસના પાછલા પહોરમા દોહેલુ દૂધ વાયુનુ અનુલોમન કરે છે, પરિશ્રમને મટાડે છે અને નેત્રોને હિતકારી છે ૫૬

पयोऽभिष्यन्दि गुर्वामं प्रायशः परिकीर्तितम् ।
तदेवोक्तं लघुतरमनभिष्यन्दि वै शृतम् ।
वर्जयित्वा स्त्रियाः स्तन्यमाममेव हि तद्धितम् ॥
धारोष्णं गुणवत्क्षीरं विपरीतमतोऽन्यथा ।
तदेवातिशृतं सर्वं गुरु बृंहणमुच्यते ॥ ५७ ॥

### ટાઢા, ગરમ કરેલા, શેડકઢા તથા બહુ જ ગરમ કરેલા દૂધના ગુણો

ટાઢુ દૂધ ઘણુ કરીને સ્રોતો વગેરેને મંદતાથી તથા ભીનાશથી યુક્ત કરનાર છે અને ભાગે છે ગરમ કરેલુ દૂધ અત્યંત હલકુ છે અને સ્રોતો વગેરેને મંદતાથી તથા ભીનાશથી યુક્ત કરનાર નથી સ્ત્રીનુ દૂધ તો ગરમ કરેલુ હિતકારી નથી, પણ ટાઢુ જ હિતકારી છે શેડકઢુ દૂધ ઉત્તમ ગુણકારી છે અને જે દૂધ શેડકઢુ ન હોય તે તેવુ ગુણકારી નથી બહુ જ પકાવેલુ (કઢેલુ) સર્વ પ્રકારનુ દૂધ ભારે છે અને શરીરને પુષ્ટિ આપનાર છે ૫૭

अनिष्टगन्धमम्लं च विवर्णं विरसं च यत् ।
वर्ज्यं सलवणं क्षीरं यच्च विग्रथितं भवेत् ॥ ५८ ॥

इति क्षीरवर्गः

### કેવા દૂધનો ત્યાગ કરવો ?

જે દૂધ ખરાબ ગંધવાળુ, ખાટુ, બદલી ગયેલા વર્ણવાળુ, રસવગરનુ, ખારાશવાળુ કે ફોદાફોદા થઈ બગડી ગયેલુ હોય તેનો ત્યાગ કરવો ૫૮

अथ दधिवर्गः

दधि तु मधुरमम्लमत्यम्लं चेति तत्कषायानुरसं स्निग्धमुष्णं पीनसविषमज्वरातिसारारोचकमूत्रकृच्छ्र कार्श्यापहं वृष्यं प्राणकरं मङ्गल्यं च ॥
महाभिष्यन्दि मधुरं कफमेदोविवर्द्धनम् ।
कफपित्तकृदम्लं स्यादत्यम्लं रक्तदूषणम् ॥
विदाहि सृष्टविण्मूत्रं मन्दजातं त्रिदोषकृत् ॥५९॥

### દહીંના સામાન્ય ગુણો

દહી મધુર, ખાટુ અને અત્યંત ખાટુ એમ ત્રણ પ્રકારનુ હોય છે દહી પેટામાં તૂરા રસવાળુ છે, સ્નિગ્ધ છે, ઉષ્ણ વીર્યવાળુ છે, વીર્યને વધારનાર છે, બળ આપનાર છે, માંગલિક છે અને સળેખમ, વિષમજ્વર, અતિસાર, અરોચક, મૂત્રકૃચ્છ્ર તથા કૃશતાને મટાડનાર છે મધુર દહી સ્રોતો વગેરેને અત્યંત મંદતા તથા અસંત ભેજ આપનારુ છે, અને કફને તથા મેદને વધારનાર છે ખાટું દહી કફને તથા પિત્તને કરનાર છે અને અત્યંત ખાટું દહી રુધિરને ખરાબ કરનાર છે જામવા લાગેલું દહી બળતરા કરનાર છે, વિષ્ટાની તથા મૂત્રની વધારે પ્રવૃત્તિ કરનાર છે અને એકી વખતે ત્રણે દોષોને કરનાર છે ૫૯

स्निग्धं विपाके मधुरं दीपनं बलवर्द्धनम् ।
वातापहं पवित्रं च दधि गव्यं रुचिप्रदम् ॥६०॥

### ગાયના દહીંના ગુણો

ગાયનુ દહી સ્નિગ્ધ છે, વિપાકમાં મધુર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, બળને વધારનાર છે, વાયુને હણનાર છે, પવિત્ર છે અને રુચિ આપનાર છે ૬૦

दध्याजं कफपित्तघ्नं लघु वातक्षयापहम् ।
दुर्नामश्वासकासेषु हितमग्नेः प्रदीपनम् ॥ ६१ ॥

### બકરીના દહીંના ગુણો

બકરીનુ દહી કફને તથા પિત્તને હણનાર છે, હલકુ છે, વાયુનો તથા ક્ષયનો નાશ કરનાર

અને તૂરો હોય, તે છાશમાં ઉપર કહેલા ગુણો સમજવા. જેમાંથી સ્નેહ કાઢી લેવામાં ન આવ્યો હોય તથા જેને જળ નાખ્યા વગર જ વલોવી હોય, તે છાશ ઘોલ કહેવાય છે. ઘોલમાં બીજા ગુણો છે, પણ ઉપર કહેલા ગુણો નથી. ૭૭

तक्रं नैव क्षते दद्यान्नोष्णकाले न दुर्बले ।
न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपैत्तिके ॥७८॥

### છાશ ક્યારે ન અપાય?

ક્ષતમાં, શરદઋતુમાં, ગ્રીષ્મઋતુમાં, દુર્બલ માણસને, મૂર્છામાં, ભ્રમમાં, દાહમાં અને રક્તપિત્ત સંબંધી રોગમાં છાશ દેવી નહીં. ૭૮

शीतकालेऽग्निमान्द्ये च कफोत्थेष्वामयेषु च ।
मार्गावरोधे दुष्टे च वायौ तक्रं प्रशस्यते ॥७९॥

### કયા વિષયોમાં છાશ દેવી સારી છે?

શીતકાલમાં, અગ્નિની મંદતામાં, કફથી થયેલા રોગોમાં, સ્રોતો રોકાઈ ગયા હોય ત્યારે અને વાયુ દુષ્ટ થયો હોય, ત્યારે છાશ દેવી, એ ઉત્તમ છે. ૭૯

तत्पुनर्मधुरं श्लेष्मप्रकोपणं पित्तप्रशमनं च ।
अम्लं वातघ्नं पित्तकरं च ॥८०॥

### મીઠી છાશના તથા ખાટી છાશના ગુણો

મીઠી છાશ કફને પ્રકુપિત કરનાર છે અને પિત્તને શાંત કરનાર છે. ખાટી છાશ વાયુને હણનાર છે અને પિત્તને ઉત્પન્ન કરનાર છે ૮૦

वातेऽम्लं सैन्धवोपेतं स्वादु पित्ते सशर्करम् ।
पिबेत्तक्रं कफे चापि व्योषक्षारसमायुतम् ॥८१॥

### કયા દોષમાં કેવી છાશનો ઉપયોગ કરવો?

વાતદોષ હોય તો સિંધવના યોગવાળી ખાટી છાશનો ઉપયોગ કરવો, પિત્તદોષ હોય તો સાકરના યોગવાળી મીઠી છાશનો ઉપયોગ કરવો અને કફદોષ હોય તો સૂંઠ, મરી, પીપર તથા જવખારના યોગવાળી છાશનો ઉપયોગ કરવો.૮૧

ग्राहिणी वातला रूक्षा दुर्जरा तक्रकूर्चिका ।
तक्राल्लघुतरो मण्डः कूर्चिकादधितक्रजः ॥ ८२ ॥

इति तक्रवर्गः

### બગડેલી છાશના તથા બગડેલા દહીંના ગુણો

બગડવાથી જેમાં નાની નાની ગાંઠો પડી ગઈ હોય, તે છાશ તક્રકૂર્ચિકા કહેવાય છે. તક્રકૂર્ચિકા દસ્તને રોકનાર છે, રુક્ષ છે અને માંડ પચે એવી છે.

બગડેલી છાશનો તથા બગડેલા દહીંનો ઉપરનો ભાગ છાશથી અત્યંત હલકો છે. ૮૨

गुरुः किलाटोऽनिलहा पुंस्त्वनिद्राप्रदः स्मृतः ।
मधुरौ बृंहणौ वृष्यौ तद्वत्पीयूषमोरटौ ॥ ८३ ॥

### બગડેલા દૂધના માવાના, સાત દિવસની અંદરના ખીરાના અને ફાટી ગયેલા દૂધના પાણીના ગુણો

બગડેલા દૂધનો માવો ભારે છે, વાયુને હણનાર છે, વીર્યને વધારે છે અને નિદ્રા આપે છે.

વિયાયા પછી સાત દિવસની અંદરનું ખીરું મધુર છે, વીર્યને વધારનાર છે અને પુષ્ટિકારક છે.

ફાટી ગયેલા દૂધનું પાણી પણ એવા જ ગુણોવાળું છે. ૮૩

नवनीतं पुनः सद्यस्कं लघु सुकुमारं मधुरं कषायमीषदम्लं शीतलं मेध्यं दीपनं हृद्यं संग्राहि पित्तानिलहरं वृष्यमविदाहि क्षयकासश्वासव्रणशोषार्शोऽर्दितापहम् ॥ ८४ ॥

### માખણના સામાન્ય ગુણો

તાજું માખણ હલકું છે, દેહને સુકુમાર કરનારું છે, મધુર છે, તૂરું છે, કાંઈક ખાટું છે, ટાઢું છે, બુદ્ધિને વધારનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે, દસ્તને રોકનાર છે, પિત્તને તથા વાયુને હરનાર છે, વીર્યને વધારનાર છે, પાકમાં બળતરા કરનારું નથી અને ક્ષય, ખાંસી, શ્વાસ, વ્રણ, શોષ, અરશ તથા અર્દિતને મટાડનાર છે. ૮૪

### દહીંની તરના ગુણો

દહીંની તર ભારે છે, સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનાર છે, વાયુને નષ્ટ કરનાર છે, અગ્નિને મંદ કરનાર છે અને કફને તથા વીર્યને વધારનાર છે. ૭૧

दधि त्वसारं रूक्षं च ग्राहि विष्टम्भि वातलम् ।
दीपनीयं लघुतरं सकषायं रुचिप्रदम् ॥७२॥

### તરવગરના દહીંના ગુણો

તરવગરનું દહીં રુક્ષ છે, દસ્તને રોકનાર છે, પેટમાં ગડગડાટ કરનાર છે, વાયુને ઉત્પન્ન કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, અત્યંત હલકું છે, કાંઈક તૂરા રસવાળું છે અને રુચિ આપનાર છે. ૭૨

शरद्ग्रीष्मवसंतेषु प्रायशो दधि गर्हितम् ।
हेमंते शिशिरे चैव वर्षासु दधि शस्यते ॥७३॥

### ઋતુ પરત્વે દહીંના ગુણદોષો

ઘણું કરીને શરદ, ગ્રીષ્મ તથા વસંત એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું ખરાબ છે અને હેમંત, શિશિર તથા વર્ષા એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું સારું છે. ૭૩

तृष्णाक्लमहरं मस्तु लघु स्रोतोविशोधनम् ।
अम्लं कषायं मधुरमवृष्यं कफवातनुत् ॥
प्रह्लादनं प्रीणनं च भिनत्त्याशु मलं च तत् ।
बलमावहते क्षिप्रं भक्तच्छन्दं करोति च ॥७४॥

### દહીંના નીચે રહેલા જળમિશ્રિત ભાગના ગુણો

દહીંનો નીચે રહેલો જળમિશ્રિત ભાગ તરશને તથા થાકને મટાડનાર છે, સ્રોતોને સાફ કરનાર છે, ખાટો છે, તૂરો છે, મધુર છે, સ્ત્રી-સંગમાં હર્ષ આપનાર નથી, કફને તથા વાયુને તોડનાર છે, સુખ આપનાર છે, તૃપ્તિ આપનાર છે, મળને જલદી તોડી નાખનાર છે, તુરત બળ આપે છે અને અન્ન ખાવામાં રુચિ ઉપજાવે છે. ૭૪

स्वाद्वम्लमत्यम्लकमन्दजातं
तथा शृतक्षीरभवं सरञ्च ।
असारमेवं दधि सप्तधाऽस्मिन्
वर्गे स्मृता मस्तुगुणास्तथैव ॥७५॥
इति दधिवर्गः

### આ વર્ગમાંની બાબતોની અનુક્રમણિકા

મધુર દહીં, ખાટું દહીં, અત્યંત ખાટું દહીં, જામવા લાગેલું દહીં, કઢેલા દૂધનું દહીં, દહીંની તર તથા તરવગરનું દહીં—એ સાતના ગુણો આ વર્ગમાં કહ્યા છે અને તે પછી દહીંના નીચે રહેલા જલમિશ્રિત ભાગના ગુણો કહ્યા છે.

अथ तक्रवर्गः

तक्रं मधुरमम्लं कषायानुरसमुष्णवीर्यं लघु रूक्षमग्निदीपनं गरशोफातिसारग्रहणीपाण्डुरोगार्शःप्लीहगुल्मारोचकविषमज्वरतृष्णाच्छर्दिप्रसेकशूलमेदःश्लेष्मानिलहरं मधुरविपाकं हृद्यं मूत्रकृच्छ्रस्नेहव्यापत्प्रशमनमवृष्यं च ॥७६॥

### છાશના સામાન્ય ગુણો

છાશ મધુર છે, ખાટી છે, પેટામાં તૂરા રસવાળી છે, ઉષ્ણ વીર્યવાળી છે, હલકી છે, રુક્ષ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, મધુર વિપાકવાળી છે, હૃદયને પ્રિય લાગે એવી છે, મૂત્રકૃચ્છ્રને તથા સ્નેહના અતિયોગથી કે મિથ્યાયોગથી થયેલા બગાડને શાંત કરનાર છે, સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનાર નથી અને ઝેર, સોજા, અતિસાર, ગ્રહણી, પાંડુરોગ, અરશ, બરલનું દરદ, ગુલ્મ, અરોચક, વિષમજ્વર, તરશ, ઊલટી, લાળનો સ્રાવ, શૂળ, મેદ, કફ તથા વાયુને મટાડનાર છે. ૭૬

मन्थनादिपृथग्भूतस्नेहमर्द्धोदकं तु यत् ।
नातिसांद्रद्रवं तक्रं स्वाद्वम्लं तुवरं रसे ॥
यत्तु सस्नेहमजलं मथितं घोलमुच्यते ॥७७॥

### આ ગુણો કેવી છાશના હોય?

જેમાંથી વલોવવા વગેરે ઉપાયો વડે માખણ કાઢી લેવામાં આવ્યું હોય, જેમાં દહીંથી અરધું પાણી નાખવામાં આવ્યું હોય, જેનો દ્રવ બહુ ઘાટો ન હોય તથા જેનો રસ મધુર, ખાટો

## બકરીના ઘીના ગુણો

બકરીનું ઘી અગ્નિને દીપ્ત કરનાર છે, નેત્રોનું હિત કરનાર છે, બળને વધારનાર છે, પાકમાં હલકું છે અને ખાંસી ઉપર, શ્વાસ ઉપર તથા ક્ષય ઉપર પથ્ય છે. ૯૧

मधुरं रक्तपित्तघ्नं गुरु पाके कफावहम् ।
वातपित्तप्रशमनं सुशीतं माहिषं घृतम् ॥ ९२ ॥

## ભેંશના ઘીના ગુણો

ભેંશનું ઘી મધુર છે, રક્તપિત્તને હણનાર છે, પાકમાં ભારે છે, કફ કરનાર છે, વાયુને તથા પિત્તને શાંત કરનાર છે અને બહુ ટાઢું છે. ૯૨

औष्ट्रं कटुरसं पाके शोफक्रिमिविषापहम् ।
दीपनं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् ॥ ९३ ॥

## ઊંટડીના ઘીના ગુણો

ઊંટડીનું ઘી પાકમાં તીખા રસવાળું છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને સોજા, કૃમિઓ, ઝેર, કફ, વાયુ, કોઢ, ગુલ્મ તથા ઉદરરોગને મટાડનાર છે. ૯૩

पाके लघ्वाविकं सर्पिर्न च पित्तप्रकोपणम् ।
कफेऽनिले योनिदोषे शोषे कम्पे च तद्धितम् ॥९४॥

## ગાડરના ઘીના ગુણો

ગાડરનું ઘી પાકમાં હલકું છે, પિત્તને પ્રકુપિત કરનાર નથી અને કફ, વાયુ, યોનિદોષ, શોષ તથા કંપ ઉપર હિતકારી છે. ૯૪

पाके लघूष्णवीर्यं च कषायं कफनाशनम् ।
दीपनं बद्धमूत्रं च विद्यादैकशफं घृतम् ॥ ९५ ॥

## ઘોડીના ઘીના ગુણો

ઘોડીનું ઘી પાકમાં હલકું છે, ઉષ્ણવીર્યવાળું છે, તૂરું છે, કફને નષ્ટ કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને મૂત્રની અટકાયત કરનાર છે. ૯૫

चक्षुष्यमग्र्यं स्त्रीणां तु सर्पिः स्यादमृतोपमम् ।
वृद्धिं करोति देहाग्न्योर्लघुपाकं विषापहम् ॥९६॥

## સ્ત્રીના ઘીના ગુણો

સ્ત્રીઓનું ઘી નેત્રોનું અત્યંત હિત કરનાર છે, અમૃત જેવું છે, દેહને તથા અગ્નિને વૃદ્ધિ આપનાર છે, પાકમાં હલકું છે અને વિષને ટાળનારું છે. ૯૬

कषायं बद्धविण्मूत्रं तिक्तमग्निकरं लघु ।
हन्ति कारेणवं सर्पिः कफकुष्ठविषक्रिमीन् ॥९७॥

## હાથણીના ઘીના ગુણો

હાથણીનું ઘી તૂરું છે, વિષ્ટાને તથા મૂત્રને રોકનાર છે, કડવું છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, હલકું છે અને કફ, કોઢ, વિષ તથા કૃમિઓને હણનાર છે. ૯૭

क्षीरघृतं पुनः संग्राहि रक्तपित्तभ्रममूर्च्छाप्रशमनं नेत्ररोगहितं च ॥९८॥

## દૂધ વલોવીને કાઢેલા માખણના ઘીના ગુણો

દૂધ વલોવીને કાઢેલા માખણમાંથી કરેલું ઘી દસ્તને રોકનાર છે, નેત્રના રોગો ઉપર સારું છે અને રક્તપિત્ત, ભ્રમ તથા મૂર્છાને શાંત કરનાર છે.

सर्पिर्मण्डस्तु मधुरः सरो योनिश्रोत्राक्षिशिरसां शूलघ्नो बस्तिनस्याक्षिप्रपूरणेषूपदिश्यते ॥९९॥

## પીગળેલા ઘી ઉપર જામેલા ઘાટા ભાગના ગુણો

પીગળેલા ઘી ઉપર જામેલો ઘાટો ભાગ મધુર છે, મળને પ્રવૃત્તિ આપનાર છે અને યોનિ, કાન, નેત્રો તથા માથાના શૂળને હણનાર છે. પિચકારી દેવામાં, નસ્ય દેવામાં અને નેત્રોની અંદર નાખવાના કામમાં એ ભાગ ઉપયોગી છે.

सर्पिः पुराणं सरं कटुविपाकं त्रिदोषापहं मूर्च्छामदोन्मादोदरज्वरगरशोफापस्मारयोनिश्रोत्राक्षिशिरःशूलघ्नं दीपनं बस्तिनस्याक्षिपूरणेषूपदिश्यते ॥

भवन्ति चात्र ॥

पुराणं तिमिरश्वासपीनसज्वरकासनुत् ।
मूर्च्छाकुष्ठविषोन्मादग्रहापस्मारनाशनम् ॥

चिरोत्थितं गुरु कफमेदोविवर्द्धन चलकर बृहण शोषघ्न विशेषतो बालानां प्रशस्यते ॥ ८५ ॥

વાસી માખણના ગુણો

વાસી માખણ ભારે છે, કફને તથા મેદને વધારનાર છે, બળ આપનાર છે, પુષ્ટિ આપનાર છે, શોષને હણનાર છે અને વિશેષે કરી બાળકો માટે ઉત્તમ છે ૮૫

क्षीरोत्थ पुनर्नवनीतमुत्कृष्टस्नेहमाधुर्ययुक्तमति शीत सौकुमार्यकर चक्षुष्य सग्राहि रक्तपित्तनेत्ररोगहरं प्रसादन च ॥ ८६ ॥

દૂધમાંથી કાઢી લીધેલા માખણના ગુણો

દહી કર્યા પછી નહિ, પણ દૂધમાથી જ પરભારુ કાઢી લીધેલુ માખણ ઉત્કૃષ્ટ સ્નેહવાળુ છે, મધુરતાથી યુક્ત છે, અત્યત શીત છે, સુકુમારતા આપનારુ છે, નેત્રો માટે સારુ છે, દસ્તને રોકનાર છે અને રક્તપિત્તને તથા નેત્રરોગોને સાફ કરી ટાળી નાખે એવુ છે. ૮૬

संतानिका पुनर्वातघ्नी तर्पणी बल्या वृष्या स्निग्धा रुच्या मधुरा मधुरविपाका रक्तपित्तप्रसादनी गुर्वी च ॥ ८७ ॥

દૂધની તરના ગુણો

દૂધની તર વાયુને હણનારી છે, તૃપ્તિ આપનારી છે, બળને તથા વીર્યને વધારનારી છે, સ્નિગ્ધ છે, રુચિ ઉપજાવનારી છે, મધુર છે, મધુર વિપાકવાળી છે, રક્તપિત્તને સાફ કરી નાખનારી છે અને ભારે છે ૮૭

विकल्प एप दध्यादिः श्रेष्ठो गव्योऽभिवर्णितः ।
विकल्पानवशिष्टास्तु क्षीरवीर्यात्समादिशेत् ॥ ८८॥

इति प्रकीर्णवर्ग

છાશ વગેરે પદાર્થો ગાયના જ ઉત્તમ છે

આ જે છાશ વગેરે જુદાજુદા પદાર્થો કહેવામા આવ્યા, તેઓ ગાયના દૂધના જ ઉત્તમ છે અને ગુણો પણ તેઓના જ કહ્યા છે એમ સમજવુ બીજા છાશ વગેરે દૂધના પદાર્થોના ગુણો તે તે દૂધોના ગુણો પ્રમાણે સમજી લેવા ૮૮

अथ घृतम्

घृतं तु सौम्य शीतवीर्यं मृदु मधुरमल्पाभिष्यन्दि स्नेहनमुदावर्तोन्मादापस्मारशूलज्वरानाहवातपित्तप्रशमनमग्निदीपन स्मृतिमतिमेधाकान्तिस्वरलावण्यसौकुमार्यौजस्तेजोबलकरमायुष्य वृष्य मेध्य वयःस्थापन गुरु चक्षुष्य श्लेष्माभिवर्द्धन पाप्माऽलक्ष्मीप्रशमन विषहर रक्षोघ्न च ॥ ८९ ॥

ઘીના સામાન્ય ગુણો

ઘી ચદ્રાત્મક પદાર્થ છે, શીતવીર્યવાળુ છે, કોમળ છે, મધુર છે, સ્રોતો વગેરેને થોડીક મદતા તથા થોડીક ભીનાશ આપનાર છે, સ્નિગ્ધ કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, આયુષ્યને તથા વીર્યને વધારનાર છે, બુદ્ધિ આપનાર છે, યૌવનને સ્થિર રાખનાર છે, ભારે છે, નેત્રોનુ હિત કરનાર છે, કફને વધારનાર છે, પાપને તથા અલક્ષ્મીને શાત કરનાર છે, વિષને હરનાર છે, રાક્ષસોને હણનાર છે અને ઉદાવર્ત, ઉન્માદ, અપસ્માર, શૂળ, જ્વર, મલબધ, વાયુ તથા પિત્તને શમાવનાર છે ઘીથી સ્મરણશક્તિ, ભવિષ્યના જ્ઞાનની શક્તિ, ગ્રથાદિકને ધારણ કરવાની શક્તિ, કાતિ, સ્વરનુ સારાપણુ, રૂપની અતિશયતા, અગોની સુકુમારતા, ઓજ, તેજ અને બળની પ્રાપ્તિ થાય છે ૮૯

विपाके मधुर शीत वातपित्तविषापहम् ।
चक्षुष्यमग्र्य बल्य च गव्य सर्पिर्गुणोत्तरम् ॥ ९०॥

ગાયના ઘીના ગુણો

ગાયનુ ઘી વિપાકમાં મધુર છે, ટાઢુ છે, વાત, પિત્ત તથા વિષને તોડનાર છે, નેત્રોનુ અત્યત હિત કરનાર છે, બળ આપનાર છે અને સઘળા ઉત્કૃષ્ટ ગુણોવાળુ છે. ૯૦

आज घृत दीपनीय चक्षुष्य बलवर्द्धनम् ।
कासे श्वासे क्षये चापि पथ्य पाके च तल्लघु ॥९१॥

પામેલ, બહુ જ ખરાબ રીતે ભાંગી ગયેલ, દુષ્ટ પશુઓએ કરડેલ અને સર્પાદિએ ડંસેલ વગેરે ઉપર સીંચવામાં, ચોળવામાં અને અંગોને ડુબાડવામાં તલનું તેલ ઉત્તમ છે.

વાયુની શાંતિ માટે પિચકારીઓમાં, પીવામાં, નસ્યમાં, કાનમાં નાખવામાં, નેત્રોની અંદર નાખવામાં અને અન્નપાનવિધિમાં પણ તલના તેલનો પ્રયોગ કરવો. ૧૦૧

एरण्डतैलं मधुरमुष्णं तीक्ष्णं दीपनं कटुकषायानुरसं सूक्ष्मं स्रोतोविशोधनं त्वच्यं वृष्यं मधुरविपाकं वयःस्थापनं योनिशुक्रविशोधनमारोग्यमेधाकान्तिस्मृतिबलकरं वातकफहरमधोभागदोषहरं च ॥१०२॥

### એરંડિયા તેલના ગુણો તથા કામો

એરંડિયું તેલ મધુર છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પેટામાં તીખા તથા તૂરા રસવાળું છે, સૂક્ષ્મ સ્રોતોમાં પેસી જાય એવું છે, સ્રોતોને શુદ્ધ કરનાર છે, ચામડીને સારી કરે છે, વીર્યને વધારે છે, વિપાકમાં મધુર છે, જુવાનીને સ્થિર રાખનાર છે, યોનિને તથા વીર્યને શુદ્ધ કરનાર છે, આરોગ્ય આપનાર છે, ધારણશક્તિ દેનાર છે, કાંતિ આપનાર છે, સ્મરણશક્તિ દેનાર છે, બળ આપનાર છે, વાયુને તથા કફને હરનાર છે અને વિરેચન દ્વારા દોષોને હરનાર છે. ૧૦૨

निम्बातसीकुसुम्भमूलकजीमूतकवृक्षककृतवेधनार्कंकम्पिल्लकहस्तिकर्णपृथ्वीकापीलुकरञ्जेङ्गुदीशिग्रुसर्षपसुवर्चलाविडङ्गज्योतिष्मतीफलतैलानि तीक्ष्णानि लघून्युष्णवीर्याणि कटूनि कटुविपाकानि सराण्यनिलकफक्रिमिकुष्ठप्रमेहशिरोरोगहराणि चेति ॥१०३॥

### લીંબડા વગેરેનાં ફળોના તેલોનાં ગુણો તથા કામો

લીંબડો, અળસી, કસુંબો, મૂળા, કુકડવેલ, ઈંદ્રજવ, કડવી ઘિસોડી, આકડો, કપીલો, રાતો એરંડો, કાળીજીરી, પીલુ, કરંજ, ઇંગોળિયો-સરગવો, સરસવ, સૂરજમુખી, વાવડિંગ અને માલકાંકણીનાં ફળોનાં તેલો તીક્ષ્ણ છે; હલકાં છે, ઉષ્ણ વીર્યવાળાં છે, તીખાં છે, વિપાકમાં પણ તીખાં છે, મળની પ્રવૃત્તિ કરાવનારાં છે અને વાયુ, કફ, કૃમિ, કોઢ, પ્રમેહ તથા માથાના રોગોને હરનારાં છે ૧૦૩

वातघ्नं मधुरं तेषु क्षौमं तैलं बलावहम् ।
कटुपाकमचक्षुष्यं स्निग्धोष्णं गुरु पित्तलम् ॥१०४॥

### અળસીના તેલના ગુણો તથા કામો

અળસીનું તેલ વાયુને હણનાર છે, મધુર છે, બળ આપનાર છે, પાકમાં તીખું છે, નેત્રો માટે સારું નથી, સ્નિગ્ધ છે, ઉષ્ણ છે, ભારે છે, અને પિત્ત કરનાર છે. ૧૦૪

क्रिमिघ्नं सार्षपं तैलं कण्डूकुष्ठापहं लघु ।
कफमेदोऽनिलहरं लेखनं कटु दीपनम् ॥ १०५ ॥

### સરસિયા તેલના ગુણો તથા કામો

સરસિયું તેલ કૃમિઓ, ખરજ, કોઢ, કફ, મેદ તથા વાયુને હરનાર છે, હલકું છે, લેખન છે, તીખું છે અને અગ્નિને દીપ્ત કરનાર છે. ૧૦૫

क्रिमिघ्नमिङ्गुदीतैलमीषत्तिक्तं तथा लघु ।
कुष्ठामयक्रिमिहरं दृष्टिशुक्रबलापहम् ॥ १०६ ॥

### ઇંગોળિયાના તેલના ગુણો તથા કામો

ઇંગોળિયાનું તેલ કૃમિઓ, કોઢ, કૃમિજન્ય વિકારો, દૃષ્ટિ, વીર્ય તથા બળને હણનાર છે, કાંઈક કડવું છે અને હલકું છે. ૧૦૬

विपाके कटुकं तैलं कौसुम्भं सर्वदोषकृत् ।
रक्तपित्तकरं तीक्ष्णमचक्षुष्यं विदाहि च ॥ १०७ ॥

### કસુંબાના તેલના ગુણો તથા કામો

કસુંબાનું તેલ વિપાકમાં તીખું છે, સર્વ દોષોને કરનાર છે, રક્તપિત્તને કરનાર છે, તીક્ષ્ણ છે, નેત્રો માટે હિતકારી નથી અને બળતરા કરનાર છે. ૧૦૭

किराततिक्तकाऽतिमुक्तकबिभीतकनालिकेरकोलाक्षोडजीवन्तीप्रियालकर्बुदारसूर्यवल्लीत्रपुसैर्वारुकक-

एकादशशतं चैव वत्सरानुषितं घृतम् ।
रक्षोघ्नं कुम्भसर्पिः स्यात्परतस्तु महाघृतम् ॥
पेयं महाघृतं भूतैः कफघ्नं पवनाधिकैः ।
बल्यं पवित्रं मेध्यं च विशेषात्तिमिरापहम् ॥
सर्वभूतहरं चैव घृतमेतत्प्रशस्यते ॥ १०० ॥

इति घृतवर्गः ।

## જૂના ઘીના ગુણો

જૂનું ઘી મળની પ્રવૃત્તિ કરનાર છે, વિપાકમાં તીખું છે, ત્રણે દોષોને હણનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને મૂર્છા, મદ, ઉન્માદ, ઉદરરોગ, જ્વર, ઝેર, સોજો, અપસ્માર, યોનિશૂળ, કર્ણશૂળ, નેત્રશૂળ, તથા મસ્તકશૂળને મટાડનાર છે. પિચકારી દેવામાં, નસ્ય દેવામાં તથા નેત્રોની અંદર નાખવાના કામમાં એ ઘી ઉપયોગી છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'દશ વર્ષનું જૂનું ઘી તિમિર, શ્વાસ, સળેખમ, જ્વર, ખાંસી, મૂર્છા, કોઢ, વિષ, ઉન્માદ, ગ્રહો તથા અપસ્મારને નષ્ટ કરે છે. એકસો અગિયાર વર્ષનું જૂનું ઘી કુંભસર્પિ કહેવાય છે અને તે રાક્ષસોને હણે છે. એથી વધારે જૂનું ઘી મહાઘૃત કહેવાય છે. વાયુની અધિકતાવાળાં મનુષ્યોએ મહાઘૃત પીવું. એ મહાઘૃત કફને હણનાર છે, બળને વધારનાર છે, પવિત્ર છે, બુદ્ધિની વૃદ્ધિ કરનાર છે, વિશેષે કરી તિમિરને હણનાર છે, અને સઘળા ભૂતો સંબંધી ઉપદ્રવોને હરનાર છે. ૧૦૦

अथ तैलानि

तैलं त्वाग्नेयमुष्णं तीक्ष्णं मधुरं मधुरविपाकं बृंहणं प्रीणनं व्यवायि सूक्ष्मं विशदं गुरु सरं विकासि वृष्यं त्वक्प्रसादनं मेधामार्दवमांसस्थैर्यवर्णबलकरं चक्षुष्यं बद्धमूत्रं लेखनं तिक्तकषायानुरसं पाचनमनिलबलासक्षयकरं क्रिमिघ्नमशितपित्तजननं योनिशिरःकर्णशूलप्रशमनं गर्भाशयशोधनं च तथा छिन्नभिन्नविद्धोत्पिष्टच्युतमथितक्षतपिच्चितभग्नस्फुटितक्षाराग्निदग्धविश्लिष्टदारिताभिहतदुर्भग्नमृगव्यालविदष्टप्रभृतिषु च परिषेकाभ्यङ्गावगाहादिषु तिलतैलं प्रशस्यते ॥
तद्बस्तिषु च पाने च नस्ये कर्णाक्षिपूरणे ।
अन्नपानविधौ चापि प्रयोज्यं वातशान्तये ॥१०१॥

## તલના તેલના ગુણો તથા કામો

તલનું તેલ અગ્ન્યાત્મક છે ઉષ્ણ છે,[1] તીક્ષ્ણ છે, મધુર છે, વિપાકમાં પણ મધુર છે, શરીરને દૃઢ કરનાર છે, તૃપ્તિ આપનાર છે, પચ્યા વિના પણ સઘળા દેહમાં વ્યાપ્ત થનાર છે, સૂક્ષ્મ સ્રોતોમાં પણ પેસે એવું છે, નિર્મળ છે, ભારે છે, મળની પ્રવૃત્તિ કરનાર છે, સાંધાના બંધોને મોકળા કરનાર છે, વીર્યને વધારનાર છે, ત્વચાને સ્વચ્છ કરનાર છે, નેત્રોનું હિત કરનાર છે, મૂત્રને રોકનાર છે, મેદને ઉખેડનાર છે, પેટામાં કડવા તથા તૂરા રસવાળું છે, પાચન છે, વાયુનો તથા કફનો ક્ષય કરનાર છે, વાયુના તથા કફના સ્રોતોને શુદ્ધ કરનાર છે, કીડાઓને હણનાર છે, શરીરને કાંઈક પાતળું કરનાર છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે, ગર્ભાશયને શુદ્ધ કરનાર છે, ધારણ શક્તિ આપનાર છે, કોમળતા કરનાર છે, માંસની સ્થિરતા કરનાર છે, વર્ણને સારો કરનાર છે, બળ આપનાર છે અને યોનિશૂળ, મસ્તકશૂળ તથા કર્ણશૂળને શાંત કરનાર છે. છેદાયેલ, ભેદાયેલ, વીંધાયેલ, ચૂર્ણિત થયેલ, સ્થાનથી ખસી ગયેલ, હાલી ગયેલ, જખમી થયેલ, ચગદાઈ ગયેલ, ભાંગી ગયેલ, ફૂટી ગયેલ, ક્ષારથી કે અગ્નિથી બળેલ, સંધિથી છૂટું પડેલ, ચિરાઈ ગયેલ, અભિઘાત

[1] કેટલાક પદાર્થો અગ્ન્યાત્મક છતાં પણ ઉષ્ણ હોતા નથી અને કેટલાક ઉષ્ણ છતાં પણ આગ્નેય હોતા નથી. તેથી અહીં તલના તેલનાં આગ્નેય અને ઉષ્ણ એ બન્ને વિશેષણ આપ્યાં છે. જુઓ કે પ્રભા આગ્નેય છતાં પણ ઉષ્ણ નથી અને માછલાં ઉષ્ણ છતાં પણ આગ્નેય નથી.

सहकारतैलमीषत्तिक्तमतिसुगन्धिवातकफहरं रूक्षं कषायं मधुररसवन्नातिपित्तकरं च ११५॥

### સુગંધી આંબાની ગોટલીના તેલના ગુણો તથા કામો

કલમી આંબાનું તેલ કાંઈક કડવું છે, અતિસુગંધી છે, વાયુને તથા કફને હરનાર છે, રુક્ષ છે, તૂરું છે, પેટામાં મધુર રસવાળું છે અને અતિપિત્ત કરનાર નથી. ૧૧૫

फलोद्भवानि तैलानि यान्युक्तानीह कानिचित् ।
गुणान्कर्म च विज्ञाय फलवत्तानि निर्दिशेत् ॥११६

### ગુણો તથા કામોની સમજણ

આ વર્ગમાં જે જે ફલોનાં તેલો કહ્યાં, તે તેલોના ગુણો તથા કામો કહ્યા પ્રમાણે જ સમજવાં; પણ જે ફળોનાં તેલો કહ્યાં નથી, તે તેલોનાં ગુણો તથા કામો તે તે ફળોનાં ગુણોને તથા કામોને જાણી લઈને તે પ્રમાણે જ સમજવાં.

यावन्तः स्थावराः स्नेहाः समासात्परिकीर्तिताः ।
सर्वे तैलगुणा ज्ञेयाः सर्वे चानिलनाशनाः ॥ ११७॥

### સ્થાવર સ્નેહોમાં તલના તેલના જેવા જ ગુણો તથા કામો

આ વર્ગમાં જેટલા સ્થાવર સ્નેહો સંક્ષેપથી કહ્યા છે, તેમાં કેટલાકમાં તલના તેલ જેવા જ અમુક ગુણો છે તથા કેટલાકમાં તલના તેલના જેવાં જ અમુક કામો છે. સર્વે સ્નેહો વાયુનો નાશ કરનારા છે. ૧૧૭

सर्वेभ्यस्त्विह तैलेभ्यस्तिलतैलं प्रशस्यते ।
निष्पत्तेस्तद्गुणत्वाच्च तैलत्वमितरेष्वपि ॥ ११८ ॥

### સઘળાં તેલોમાં તલનું તેલ ઉત્તમ છે

સઘળાં તેલો તલના તેલની પેઠે થાય છે અને તલના તેલના જેવા જ અમુક ગુણોવાળાં છે તેથી તેલ કહેવાય છે; પરંતુ સઘળાં તેલોથી તલનું તેલ ઉત્તમ છે. ૧૧૮

ग्राम्यानूपौदकानां च वसामेदोमज्जानो गुरूष्ण-

मधुरा वातघ्ना जाङ्गलैकशफक्रव्यादानां लघुशीतकषाया रक्तपित्तघ्नाः प्रतुदविष्किराणां श्लेष्मघ्नाः ॥

तत्र घृततैलवसामेदोमज्जानो यथोत्तरं गुरुविपाका वातहराश्च ॥ ११९ ॥

इति तैलवर्गः ।

### ચરબી, મેદ તથા મજ્જાના ગુણો

ઊંટ તથા બકરાં વગેરે ગ્રામ્ય પ્રાણીઓ, પાડા વગેરે આનૂપ (જલપ્રાય પ્રદેશમાં ફરનારાં) પ્રાણીઓ અને માછલાં વગેરે જલચર પ્રાણીઓનાં ચરબી, મેદ અને મજ્જા એ ભારે છે, ઉષ્ણ છે, મધુર છે અને વાયુને હરનારાં છે. હરણ વગેરે જાંગલ પ્રાણીઓ, એક ખરીવાળાં ઘોડા તથા ગધેડા વગેરે પ્રાણીઓ અને સિંહ વગેરે માંસભક્ષક પ્રાણીઓનાં ચરબી, મેદ અને મજ્જા એ હલકાં છે, ટાઢાં છે, તૂરાં છે અને રુધિરના તથા પિત્તના દોષોને હણનારાં છે. હોલા તથા કબૂતર વગેરે પ્રતુદ (ચાંચ વડે ફોલી-ફોલીને ખાનારાં) પક્ષીઓ અને લાવા વગેરે વિષ્કિર (ધરતીને ખોતરીખોતરીને ખાનારાં) પક્ષીઓનાં ચરબી, મેદ તથા મજ્જા કફને હણનારાં છે.

ઘી, તેલ, ચરબી, મેદ અને મજ્જા તે ઉત્તરોત્તર અધિક અધિક ભારે વિપાકવાળાં છે અને ઉત્તરોત્તર અધિક અધિક વાયુને હરનારાં છે.

अथ मधुवर्गः

मधु तु मधुरं कषायानुरसं रूक्षं शीतमग्निदीपनं वर्ण्यं वल्यं लघु सुकुमारं लेखनं हृद्यं संधानं शोधनं रोपणं वाजीकरणं संग्राहि चक्षुःप्रसादनं सूक्ष्ममार्गानुसारि पित्तश्लेष्ममेदोमेहहिक्काश्वासकासातिसारच्छर्दि-तृष्णाक्रिमिविषप्रशमनं ह्लादि त्रिदोषप्रशमनं च । तत्तु लघुत्वात्कफघ्नं पैच्छिल्यान्माधुर्यात्कषायभावाच्च वात-पित्तघ्नम् ॥ १२० ॥

### મધના સામાન્ય ગુણો

મધ મધુર છે, પેટામાં તૂરા રસવાળું છે

कीरुकूष्माण्डप्रभृतीनां तैलानि मधुराणि मधुरवीर्यविपाकानि वातपित्तप्रशमनानि शीतवीर्याण्यभिष्यन्दीनि सृष्टविण्मूत्राण्यग्निसादनानि चेति ॥ १०८ ॥

### કરિયાતા વગેરેના તેલના ગુણો તથા કામો

કરિયાતું[1], ટીંબરુ, બહેડાં, નાળિયેર, બોરની મજ્જા, અખોડ, મીઠી ખરખોડી, ચારોળી, કંચનાર, ખરણેર, પતકાળું, ત્રપુસ, (ત્રુસકું કહેવાય છે તે,) કાકડી, પદકાળું, કોળું વગેરેનાં તેલો મધુર છે, મધુર વીર્યવાળાં છે; વિપાકમાં પણ મધુર છે; વાયુ તથા પિત્ત શમાવનારાં છે; શીત વીર્યવાળાં છે; સોનો વગેરેને મંદતા તથા ભીનાશ આપનારાં છે; વિષ્ટાની તથા મૂત્રની વધારે પ્રવૃત્તિ કરનારાં છે અને અગ્નિને મંદ કરનારાં છે.

मधुककाश्मर्यपलाशतैलानि मधुरकषायाणि कफपित्तप्रशमनानि ॥ १०९ ॥

### મહુડા, સીવણ તથા ખાખરાનાં ફળોનાં તેલોના ગુણો તથા કામો

મહુડાંનાં ફળો, સીવણનાં ફળો તથા ખાખરાનાં ફળોનાં તેલો મધુર છે, તૂરાં છે તથા કફને અને પિત્તને શાંત કરનારાં છે. ૧૦૯

तुवरकभल्लातकतैले उष्णे मधुरकषाये तिक्तानुरसे वातकफकुष्ठमेदोमेहक्रिमिहरे उभयतोभागदोषहरे च ॥११०॥

### ચેર[2] અને ભિલામાંનાં ફળોના તેલોના ગુણો તથા કામો

ચેર અને ભિલામાંનાં તેલો ઉષ્ણ છે, મધુર છે, તૂરાં છે, પેટામાં કડવા રસવાળાં છે, વમનથી તથા વિરેચનથી પણ દોષોને હરનારાં છે અને વાત, કફ, કોઢ, મેદ, પ્રમેહ તથા કૃમિને હરનારાં છે. ૧૧૦

सरलदेवदारुगण्डीरशिंशपागुरुसारस्नेहास्तिक्तकटुकषाया दुष्टव्रणशोधनाः क्रिमिकफकुष्ठानिलहराश्च ॥१११

### સારોના સ્નેહોના ગુણો તથા કામો

સરલ નામનો દેવદાર, દેવદાર, ગંડીર[1], સીસમ અને અગરના સારોના સ્નેહો કડવા છે, તીખા છે, તૂરા છે, દુષ્ટ વ્રણોને શુદ્ધ કરનારા છે અને કૃમિ, કફ, કોઢ તથા વાયુને હરનારા છે. ૧૧૧

तुम्बीकोशाम्रदन्तीद्रवन्तीश्यामासप्तलानीलिकाकम्पिल्लकशङ्खिनीस्नेहास्तिक्तकटुकषाया अधोभागदोषहराः क्रिमिकफकुष्ठानिलहरा दुष्टव्रणविशोधनाश्च ॥११२॥

### કડવી તુંબડી વગેરેના સ્નેહોના ગુણો તથા કામો

કડવી તુંબડી, જગંલી આંબો, નેપાળો, વરધારો, હાથલા, ગળી, કપીલો અને શંખાવળીના સ્નેહો કડવા છે, તીખા છે, વિરેચનથી દોષોને હરનારા છે અને કૃમિ, કફ, કોઢ તથા વાયુને હરનારા છે તથા દુષ્ટ વ્રણોને શુદ્ધ કરનારા છે. ૧૧૨

यवतिक्तातैलं सर्वदोषप्रशमनमीषत्तिक्तमग्निदीपनं लेखनं मेध्यं पथ्यं रसायनं च ॥११३॥

### આંખફૂટામણીના તેલના ગુણો તથા કામો

આંખફૂટામણીનું તેલ સર્વ દોષોને શાંત કરનાર છે, જરાક કડવું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, કફને ઉખેડનાર છે, પવિત્ર છે, પથ્ય છે અને રસાયન છે. ૧૧૩

एकैषिकातैलं मधुरमतिशीतं पित्तहरमनिलप्रकोपणं श्लेष्माभिवर्द्धनम् ॥११४॥

### નસોતરના તેલના ગુણો

નસોતરનું તેલ મધુર છે, અસંત ટાઢું છે, પિત્ત હરનાર છે, વાયુને પ્રકુપિત કરનાર છે અને કફ વધારનાર છે. ૧૧૪

---

૧ કરિયાતા વગેરે કડવા પદાર્થોનું તેલ મધુર થાય છે એ પ્રત્યક્ષ જોયેલું છે. (ડલ્હન)

૨ ચેરના વૃક્ષો સમુદ્રના કિનારા પર કાદવમાં મોટાં મોટાં જથાબંધ થાય છે.

૧ ગંડીરનો ગુજરાતી પર્યાય મળ્યો નથી.

મધ શ્વાસ આદિ રોગોમાં ઉપયોગ કરવા માટે બહુ વખણાયેલું છે. (આ મધ તેલના જેવા વર્ણવાળું હોય છે.) ૧૨૫

स्वादुपाकं गुरु हिमं पिच्छिलं रक्तपित्तजित् ।
श्वित्रमेहकृमिहरं विघाच्छात्रं गुणोत्तरम् ॥ १२६ ॥

### છાત્ર મધના ગુણો

છાત્ર મધ પાકમાં મધુર છે, ભારે છે, ટાઢું છે, ચીકણું છે અને રક્તપિત્ત, શ્વિત્ર નામનો કોઢ, પ્રમેહ તથા કૃમિને હરનાર છે અને ઉત્કૃષ્ટ ગુણોવાળું છે. ૧૨૬

आर्घ्यं मध्वतिचक्षुष्यं कफपित्तहरं परम् ।
कषायं कटु पाके च बल्यं तिक्तमवातकृत् ॥१२७॥

### આર્ઘ્ય મધના ગુણો

આર્ઘ્ય મધ નેત્રોનું અત્યંત હિત કરનાર છે, કફને તથા પિત્તને સારી પેઠે મટાડનાર છે, તૂરું છે, પાકમાં તીખું છે, બળ આપનાર છે, કડવું છે અને વાયુ કરનાર નથી. ૧૨૭

औद्दालकं रुचिकरं स्वर्यं कुष्ठविषापहम् ।
कषायमुष्णमम्लं च पित्तकृत्कटुपाकि च ॥१२८॥

### ઔદ્દાલક મધના ગુણો

ઔદ્દાલક મધ રુચિ કરનાર છે, સ્વરને સારો કરનાર છે, કોઢને તથા વિષને હણનાર છે, તૂરું છે, ઉષ્ણ છે, ખાટું છે, પિત્ત કરનાર છે અને પાકમાં તીખું છે. ૧૨૮

छर्दिमेहप्रशमनं मधु रूक्षं दलोद्भवम् ॥१२९॥

### દાલ મધના ગુણો

દાલ મધ ઊલટીને તથા પ્રમેહને શાંત કરનાર છે અને રૂક્ષ છે. ૧૨૯

बृंहणीयं मधु नवं नातिश्लेष्महरं सरम् ॥१३०॥

### નવા મધના ગુણો

નવું એટલે જેને મધપૂડામાંથી લીધા પછી ઘણો કાળ ન થયો હોય, એવું મધ શરીરને પુષ્ટિ આપનારું છે, કફને અત્યંત તોડનાર નથી અને મળની પ્રવૃત્તિ કરનાર છે. ૧૩૦

मेदःस्थौल्यापहं ग्राहि पुराणमतिलेखनम् ॥१३१॥

### જૂના મધના ગુણો

જૂનું મધ મેદથી થયેલી સ્થૂલતાને મટાડનાર છે, મળાદિકને શોષણ આપનાર છે અને કફને અત્યંત ઉખેડનાર છે. ૧૩૧

दोषत्रयहरं पक्वमाममम्लं त्रिदोषकृत् ॥१३२॥

### પાકા તથા કાચા મધના ગુણો

અગ્નિથી નહિ, પણ યોગ્ય સમયથી પાકીને ઘાટું થયેલું મધ ત્રણે દોષો હરનાર છે અને કાચું મધ ત્રણે દોષોને કરનાર છે. ૧૩૨

तद्युक्तं विविधैर्योगैर्निहन्यादामयान्बहून् ।
नानाद्रव्यात्मकत्वाच्च योगवाहि परं मधु ॥१३३॥

### મધ યોગવાહી હોવાને લીધે ઘણાં કામો કરે છે

મધ, વિવિધ ઔષધોથી સંયુક્ત થઈને ઘણા રોગો મટાડે છે અને જાતે પણ અનેક દ્રવ્યોથી યુક્ત છે; માટે સઘળા યોગવાહી પદાર્થોમાં શ્રેષ્ઠ છે, (અમુક સંસ્કારને લીધે જે જે દ્રવ્યની સાથે ગોઠવાય, તે તે દ્રવ્યના ગુણોને વધારીને જે દ્રવ્ય અમૃત સમાન થાય, તે દ્રવ્ય યોગવાહી કહેવાય છે.) ૧૩૩

तत्तु नानाद्रव्यरसगुणवीर्यविपाकविरुद्धत्वात्पुष्परसविषमक्षिकासम्भवत्वाच्चानुष्णोपचारम् ।
उष्णैर्विरुध्यते सर्वं विषान्वयतया मधु ।
उष्णार्तमुष्णैरुष्णे वा तन्निहन्ति यथा विषम् ॥
तत्सौकुमार्याच्च तथैव शैत्यान्नानौषधीनां रससम्भवाच्च । उष्णैर्विरुध्येत विशेषतश्च तथान्तरीक्षेण जलेन चापि ॥१३४॥

### મધને ઉષ્ણ ઉપચારોથી તથા આંતરિક્ષ જળથી વિરોધ છે

મધ અનેક દ્રવ્યોના પરસ્પર વિરુદ્ધ રસોથી, ગુણોથી, વીર્યોથી તથા વિપાકોથી યુક્ત છે અને

રૂક્ષ છે, ટાઢું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વર્ણને સારો કરનાર છે, બળને વધારનાર છે, હલકું છે, સુકુમારપણું આપનાર છે, કફને ઉખેડનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે, ભાંગેલાને સાંધનાર છે, વ્રણાદિકને શુદ્ધ કરનાર છે, વ્રણને ધરતી લાવીને રુઝાવનાર છે, સ્ત્રીસંગમાં જલદી ઉત્સુકતા આપનાર છે, મળનું શોષણ કરનાર છે, નેત્રોને સ્વચ્છ કરનાર છે, સૂક્ષ્મ માર્ગોમાં ગતિ કરનાર છે, સુખ કરનાર છે અને પિત્ત, કફ, મેદ, પ્રમેહ, હેડકી, શ્વાસ, ખાંસી, અતિસાર, ઊલટી, તરશ, કૃમિઓ તથા વિષને શાંત કરનાર છે. મધ ત્રણે દોષોને હણનાર છે; કેમ કે તે હલકું હોવાથી કફને હણે છે અને ચીકણું, મધુર તથા તૂરું હોવાથી વાયુને તથા પિત્તને હણે છે. (જો કે શીતપણું, રૂક્ષપણું અને હલકાપણું એ ગુણો વાયુને કરનારા છે અને મધુરપણું વગેરે ગુણો કફને કરનારા છે, તોપણ દ્રવ્ય અને ગુણો એ બન્નેના પ્રભાવને લીધે મધ ત્રણે દોષોને હણનાર છે.) ૧૨૦

पौत्तिकं भ्रामरं क्षौद्रं माक्षिकं छात्रमेव च ।
आर्घ्यमौदालकं दालमित्यष्टौ मधुजातयः ॥ १२१ ॥

### મધની આઠ જાતિઓ

પૌત્તિક, ભ્રામર, ક્ષૌદ્ર, માક્ષિક, છાત્ર, આર્ઘ્ય, ઔદ્દાલક અને દાલ એ રીતે આઠ જાતનું મધ થાય છે. (મચ્છર જેવી અત્યંત ઝીણી, કાળી, લોકોને બહુ પીડા કરનારી અને વૃક્ષોની કોતરોમાં રહેનારી પુત્તિકા નામની માખીઓએ બનાવેલું મધ પૌત્તિક કહેવાય છે. પ્રસિદ્ધ ભમરાઓ કરતાં કાંઈક નાના ભમરાઓએ બનાવેલું સ્ફટિકમણિ સરખું મધ ભ્રામર કહેવાય છે. પીંગળા વર્ણવાળી ઝીણી માખીઓએ બનાવેલું મધ ક્ષૌદ્ર કહેવાય છે. પીળા વર્ણવાળી મોટી માખીઓએ બનાવેલું મધ માક્ષિક કહેવાય છે. પીંગળી અને પીળી માખીઓ ઘણું કરીને હિમાલયના વનમાં છત્ર જેવા આકારવાળા મધપૂડા બનાવે છે, તે મધપૂડાનું મધ છાત્ર કહેવાય છે. ભમરા જેવી તીક્ષ્ણ મુખોવાળી માખીઓએ બનાવેલું મધ આર્ઘ્ય કહેવાય છે. ઘણું કરીને રાફડામાં રહેનારા પીંગળા વર્ણવાળા ઝીણાઝીણા કીડાઓ, જે પીંગળા વર્ણવાળું થોડુંક મધ બનાવે છે, તે ઔદ્દાલક કહેવાય છે. પુષ્પોમાંથી ઝરીને પાંદડાંની ઉપર પડેલો જે મધુર, ખાટો અને તૂરો મકરંદ હોય છે, તે દાલ કહેવાય છે.) ૧૨૧

विशेषात्पौत्तिकं तेषु रूक्षोष्णं सविषान्वयात् ।
वातासृक्पित्तकृच्छेदि विदाहि मदकृन्मधु ॥ १२२ ॥

### પૌત્તિક મધના ગુણો

એ આઠ જાતનાં મધોમાં પૌત્તિક મધ, ઝેરવાળા રસોને ખાનારી માખીઓના સંબંધને લીધે વિશેષે કરી રૂક્ષ તથા ઉષ્ણ છે; મેદ તથા ગ્રંથિ વગેરેને કાપનાર છે; પાકમાં દાહ કરનારું છે, ઝેર સંબંધી મદ ઉત્પન્ન કરનારું છે અને વાયુ, રુધિર તથા પિત્ત પેદા કરનારું છે. (આ મધ ઘીના જેવા વર્ણવાળું હોય છે.) ૧૨૨ .

पैच्छिल्यात्स्वादुभूयस्त्वाद्भ्रामरं गुरुसंज्ञितम् ॥ १२३ ॥

### ભ્રામર મધના ગુણો

ભ્રામર મધ ચીકણું તથા વધારે મધુરતાવાળું હોવાને લીધે ભારે છે. ૧૨૩

क्षौद्रं विशेषतो ज्ञेयं शीतलं लघु लेखनम् ॥ १२४ ॥

### ક્ષૌદ્ર મધના ગુણો

ક્ષૌદ્ર મધ વિશેષે કરી શીતલ છે, હલકું છે અને કફ ઉખેડનાર છે. (આ મધ પીળા વર્ણવાળું હોય છે.) ૧૨૪

तस्माल्लघुतरं रूक्षं माक्षिकं प्रवरं स्मृतम् ।
श्वासादिषु च रोगेषु प्रशस्तं तद्विशेषतः ॥ १२५ ॥

### માક્ષિક મધના ગુણો

માક્ષિક મધ, ક્ષૌદ્ર કરતાં પણ વધારે હલકું છે, રૂક્ષ છે અને ઉત્તમ ગણવામાં આવે છે. એ

જાતિઓના ગુણો કહું છું. ૧૩૭

सुशीतो मधुरः स्निग्धो बृंहणः श्लेष्मलः सरः ।
अविदाही गुरुर्वृष्यः पौण्ड्रको भीरुकस्तथा ॥
आभ्यां तुल्यगुणः किंचित्सक्षारो वंशको मतः ।
वंशवच्छतपोरस्तु किंचिदुष्णः स वातहा ॥
कान्तारतापसाविक्षू वंशकानुगुणौ मतौ ।
एवंगुणस्तु काष्ठेक्षुः स तु वातप्रकोपणः ॥
सूचीपत्रो नीलपोरो नैपालो दीर्घपत्रकः ।
वातलाः कफपित्तघ्नाः सकषाया विदाहिनः ।
कोशकारो गुरुः शीतो रक्तपित्तक्षयापहः ॥१३८॥

### બાર જાતની શેલડીઓના ગુણો

**પૌંડ્રક** અને **ભીરુક** એ બે અત્યંત શીત છે,મધુર છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનાર છે, કફ કરનાર છે, મળની પ્રવૃત્તિ કરાવનાર છે, વિદાહી નથી, ભારે છે અને વીર્ય વધારનાર છે. **વંશક** ઉપર કહેલા ગુણોવાળી છે અને કાંઈક ખારી છે. **શતપોરક** વંશકના જેવા જ ગુણોવાળી છે, કાંઈક ઉષ્ણ છે અને વાયુને હણનારી છે. **કાંતાર** અને **તાપસેક્ષુ** એ બે વંશકને મળતા ગુણોવાળી માનવામાં આવે છે. **કાષ્ઠેક્ષુ** પણ વંશકને મળતા ગુણોવાળી છે; પણ વાયુને પ્રકુપિત કરનારી છે. **સૂચીપત્ર, નીલપોર, નૈપાળ** અને **દીર્ઘપત્ર** એ ચાર વાયુ કરનારી છે, કફ તથા પિત્ત હણનારી છે, તૂરા રસવાળી છે અને વિદાહ કરનારી છે. **કોશકાર** ભારે છે, ટાઢી છે અને રક્તપિત્ત તથા ક્ષય હણનારી છે. ૧૩૮

अतीव मधुरो मूले मध्ये मधुर एव तु ।
अग्रेष्वक्षिषु विज्ञेय इक्षूणां लवणो रसः ॥१३९॥

### શેલડીના અવયવોમાં જુદાજુદા રસો

શેલડીના મૂળમાં અત્યંત મધુર રસ છે, મધ્યમાં મધુર રસ છે અને અગ્ર ભાગોમાં તથા આંખોવાળી ગાંઠોમાં ખારો રસ છે. ૧૩૯

अविदाही कफकरो वातपित्तनिवारणः ।
वक्त्रप्रह्लादनो वृष्यो दन्तनिष्पीडितो रसः ॥१४०॥

### ચૂસેલી શેલડીના રસના ગુણો

શેલડીને દાંતોથી દાબીને ચૂસેલો રસ પાકમાં બળતરા કરનારો થતો નથી, કફ કરનાર છે, વાયુનું તથા પિત્તનું નિવારણ કરનાર છે, મોઢાને સુખ આપનાર છે અને વીર્ય વધારનાર છે. ૧૪૦

गुरुर्विदाही विष्टम्भी यान्त्रिकस्तु प्रकीर्तितः ॥१४१

### યંત્રથી પીલેલી શેલડીના રસનાં ગુણો

યંત્રથી પીલીને કાઢેલો શેલડીનો રસ પવનથી તથા તડકા વગેરેથી સંયોગ પામવાને લીધે અને છાલ સહિત પિલાવાને લીધે ભારે છે, પાકમાં બળતરા કરનાર છે, પેટમાં ગડગડાટ કરનાર છે અને મળ રોકનાર છે. ૧૪૧

पक्को गुरुः सरः स्निग्धः सतीक्ष्णः कफवातनुत् ॥१४२

### અગ્નિથી પકાવેલા શેલડીના રસના ગુણો

અગ્નિથી પકાવેલો શેલડીનો રસ ભારે છે, મળની પ્રવૃત્તિ કરાવનાર છે, સ્નિગ્ધ છે, તીક્ષ્ણ છે અને કફ તથા વાયુ મટાડનાર છે. ૧૪૨

फाणितं गुरु मधुरमभिष्यन्दि बृंहणमवृष्यं त्रिदोषकृच्च ॥ १४३ ॥

### શેલડીના રસની ગોળ થયા પહેલાંની રાબના ગુણો

ગોળ બનાવવા માટે કરવામાં આવતી શેલડીના રસની રાબ ભારે છે, મધુર છે, સ્રોતો વગેરેમાં ભીનાશ કરનારી છે, પુષ્ટિ આપનારી છે, વીર્યવર્ધક નથી અને ત્રણે દોષોને કરનારી છે. ૧૪૩

गुडः सक्षारमधुरो नातिशीतः स्निग्धो मूत्ररक्तशोधनो नातिपित्तजिद्वातघ्नो मेदःकफकरो बल्यो वृष्यश्च ॥ १४४ ॥

### ગોળના સામાન્ય ગુણો

ગોળ ક્ષાર સહિત મધુર રસવાળો છે, બહુ ઠંડો નથી, સ્નિગ્ધ છે, મૂત્રને તથા રુધિરને શુદ્ધ કરનાર છે, પિત્તને અત્યંત મટાડનાર નથી,

પુષ્પરસોમાં ફરનારી ઝેરી માખીઓએ ઉત્પન્ન કરેલુ હોય છે, માટે તેને ઉષ્ણ ઉપચારોથી વિરોધ છે સઘળી જાતનુ મધ ઝેરી માખીઓએ ઉત્પન્ન કરેલુ હોવાને લીધે ઝેરના સબધવાળુ છે, માટે તેને ઉષ્ણ પદાર્થોની સાથે વિરોધ જ છે ઉષ્ણથી (ધામથી) પીડાયેલા માણસને આપવામા આવેલુ અથવા ઉષ્ણ વીર્યવાળા નહી, પણ ઉષ્ણ સ્પર્શ વાળા દ્રવ્યોની સાથે અપવામાં આવેલુ અથવા ઉષ્ણ કાળમા આપવામા આવેલુ મધ, ઝેરની પેઠે મારી નાખે છે મન સુકુમાર હોવાથી, શીતળ હોવાથી અને અનેક ઔષધિઓના રસોથી ઉત્પન્ન થયેલુ હોવાથી તેને ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થોની સાથે વિશેષ વિરોધ છે મધને જેમ ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થોની સાથે સકારણ વિરોધ છે, તેમ આતરિક્ષ જળની સાથે સ્વાભાવિક વિરોધ છે (આર્ધ્ય મધને ઉષ્ણ પદાર્થોની સાથે વિરોધ નથી) ૧૩૪

उष्णेन मधु सयुक्त वमनेष्ववचारितम् ।
अपाकादनवस्थानान्न विरुध्येत पूर्ववत् ॥१३५॥

### ઊલટીમા મધને ઉષ્ણ પદાર્થો સાથે આપવાથી નુકસાન નથી

વમન કર્મોમા મધને ઉષ્ણ પદાર્થોની સાથે સયુક્ત કરીને આપવામા નુકસાન થતુ નથી, કેમ કે વમનમાં આપેલું મધ અદર પાકતુ નથી અને અદર રહેતુ પણ નથી, માટે વમનમા તેને ઉષ્ણ પદાર્થોના યોગનો નિષેધ નથી (આ પ્રમાણે છે, તોપણ વૃદ્ધ વૈદ્યો વમનની અધોદ્વારમા જવાની ધારતીને લીધે વમનમાં મધનો પ્રયોગ કરતા નથી ) ૧૩૫

मध्वामात्परतरस्त्वन्यदाम कष्ट न विद्यते ।
विरुद्धोपक्रमत्वात्तत्सर्वं हन्ति यथा विषम् ॥१३६॥

### મધનું અજીર્ણ મહાકષ્ટદાયી છે

મધના અજીર્ણ કરતા બીજુ કોઈ પણ અજીર્ણ વધારે કષ્ટદાઈ નથી, કેમ કે અજીર્ણની સ્વેદન તથા ઉષ્ણ જલપાન આદિ સઘળી ચિકિત્સાઓ મધથી વિરુદ્ધ છે, માટે મધનુ અજીર્ણ ઝેરની પેઠે જ માણસને મારી નાખે છે ૧૩૬

अथेक्षुवर्गः ।

इक्षवो मधुरा मधुरविपाका गुरव शीता स्निग्धा बल्या वृष्या मूत्रला रक्तपित्तप्रशमना क्रिमिकफकरा श्चेति । ते चानेकविधा । तद्यथा –
पौण्ड्रको भीरुकश्चैव वशक शतपोरकः ।
कान्तारस्तापसेक्षुश्च काष्ठेक्षु सूचिपत्रक ॥
नैपालो दीर्घपत्रश्च नीलपोरोऽथ कोशकृत् ।
इत्येता जातय स्थौल्याद्गुणान्वक्ष्याम्यत परम् ॥१३७

### શેલડીના સામાન્ય ગુણો તથા શેલડીની બાર જાતો

શેલડીઓ મધુર છે, વિપાકમા પણ મધુર છે, ભારે છે, ટાઢી છે, સ્નિગ્ધ છે, બળ આપનારી છે, વીર્ય વધારનારી છે, મૂત્ર વધારનારી છે, રક્તપિત્તને શાત કરનારી છે અને કૃમિઓ તથા કફ કરનારી છે શેલડીઓ પૌડ્રક,[1] ભીરુક,[2] વશક[3], શતપોરક[4], કાંતાર[5], તાપસેક્ષુ[6], કાષ્ઠેક્ષુ[7], સૂચિપત્રક[8], નૈપાલ[9], દીર્ઘપત્ર[10], નીલપોર[11] અને કોશકાર[12] ઇત્યાદિ અનેક જાતની થાય છે આ તેની બાર જાતો સ્થૂળ દષ્ટિએ માનવામાં આવેલી છે, હવે એ બાર

---

૧ મિશ્રવર્ણોવાળી શેલડી
૨ કાળી શેલડી.
૩ વાસ જેવા આકારવાળી શેલડી
૪ ઘણી કાતરીઓવાળી શેલડી
૫ કાળી જગલી શેલડી.
૬ પાતળી શેલડી
૭ ધોળી શેલડી બીજા ગ્રથોમા આવું નામ કહેલુ છે
૮ સોય જેવા પાંદડાવાળી શેલડી
૯ નેપાળ દેશની શેલડી.
૧૦ લાબા પાંદડાવાળી શેલડી
૧૧ નીલવર્ણની કાતરીઓવાળી શેલડી
૧૨ પોલ જેવી કાતરીઓવાળી શેલડી

रूक्षं मधूकपुष्पोत्थं फाणितं वातपित्तकृत् ।
कफघ्नं मधुरं पाके कषायं बस्तिदूषणम् ॥१५३॥
इति इक्षुवर्गः ।

## મહુડાનાં ફૂલોની સાકર બનાવવા માટેની રાબના ગુણો

મહુડાનાં ફૂલોની સાકર બનાવવાની રાબ રૂક્ષ છે, વાયુ તથા પિત્ત વધારનારી છે, કફ હણનારી છે, પાકમાં મધુર છે, તૂરી છે, અને મૂત્રાશયમાં વાતાદિનો પ્રકોપ કરનારી છે. ૧૫૩

अथ मद्यवर्गः ।
सर्वं पित्तकरं मद्यमम्लं दीपनरोचनम् ।
भेदनं कफवातघ्नं हृद्यं बस्तिविशोधनम् ॥
पाके लघु विदाह्युष्णं तीक्ष्णमिन्द्रियबोधनम् ।
विकासि सृष्टविण्मूत्रं शृणु तस्य विशेषणम् ॥१५४॥

## મદ્યના સામાન્ય ગુણો

સર્વ પ્રકારનાં મદ્યો પિત્ત કરનારાં છે, ખાટા રસની અધિક તાવવાળાં છે, અગ્નિને દીપ્ત કરનારાં છે, રુચિ ઉપજાવનારાં છે, દસ્ત લાવનારાં છે, કફને તથા વાયુને હણનારાં છે, હૃદયને પ્રિય લાગે એવાં છે, મૂત્રાશયને શુદ્ધ કરનારાં છે, પાકમાં હલકાં છે, પાકમાં બળતરા કરનારાં છે, ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, ઇંદ્રિયોને જાગ્રત કરનારાં છે, સાંધાઓના બંધોને મોકળા કરનારાં છે અને વિષ્ટાની તથા મૂત્રની વધારે પ્રવૃત્તિ કરાવનારાં છે. હવે મદ્યોના ભેદો કહું છું, તે સાંભળો. ૧૫૪

मार्द्वीकमविदाहित्वान्मधुरान्वयतस्तथा ।
रक्तपित्तेऽपि सततं बुधैर्न प्रतिषिध्यते ॥
मधुरं तद्धि रूक्षं च कषायानुरसं लघु ।
लघुपाकि सरं शोषविषमज्वरनाशनम् ॥१५५॥

## દ્રાક્ષના દારૂના ગુણો

દ્રાક્ષનો દારૂ સંતાપ કરનાર નથી અને મધુર દ્રવ્યના સંબંધવાળો છે; તેથી વિદ્વાન વૈદ્યો રક્તપિત્તમાં પણ કદી તેની અટકાયત કરતા નથી. દ્રાક્ષનો દારૂ મધુર છે, રૂક્ષ છે, પેટામાં તૂરા રસવાળો છે, હલકો છે, તુરત પાકી જનાર છે, દસ્ત ઉતારનાર છે અને શોષને તથા વિષમજ્વરને નષ્ટ કરનાર છે. ૧૫૫

मार्द्वीकाल्पान्तरं किंचित्खार्जूरं वातकोपनम् ।
तदेव विशदं रुच्यं कफघ्नं कर्शनं लघु ॥
कषायमधुरं हृद्यं सुगन्धीन्द्रियबोधनम् ॥१५६॥

## ખજૂરના દારૂના ગુણો

ખજૂરનો દારૂ દ્રાક્ષના દારૂથી થોડા જ અંતરવાળો છે અને કાંઈક વાયુને પ્રકુપિત કરનાર છે. એ ખજૂરનો દારૂ નિર્મળ હોય, તો રુચિ ઉપજાવનાર છે, કફ હણનાર છે, કૃશતા આપનાર છે, હલકો છે, તૂરો તથા મધુરો છે, હૃદયને પ્રિય લાગે એવો છે, સુગંધી છે અને ઇંદ્રિયોને જાગ્રત કરનારો છે. ૧૫૬

कासार्शोग्रहणीदोषमूत्राघातानिलापहा ।
स्तन्यरक्तक्षयहिता सुरा बृंहणदीपनी ॥१५७॥

## ચોખાના લોટની રાતી મદિરાના ગુણો

લોટની રાતી મદિરા ધાવણ માટે સારી છે, રુધિરના ક્ષય ઉપર પણ સારી છે, શરીરને પુષ્ટિ આપનાર છે, અગ્નિને દીપ્ત કરનારી છે અને ખાંસી, અરશ, ગ્રહણીદોષ તથા મૂત્રાઘાત મટાડનારી છે. ૧૫૭

कासार्शोग्रहणीश्वासप्रतिश्यायविनाशनी ।
श्वेता मूत्रकफस्तन्यरक्तमांसकरी सुरा ॥१५८॥

## ચોખાના લોટની સફેદ મદિરાના ગુણો

લોટની સફેદ મદિરા ખાંસી, અરશ ગ્રહણી, શ્વાસ તથા સળેખમને નષ્ટ કરનારી છે અને મૂત્ર, કફ, ધાવણ, રુધિર તથા માંસ વધારનારી છે. ૧૫૮

छर्द्यरोचकहृत्कुक्षितोदशूलप्रमर्दनी ।
प्रसन्ना कफवातार्शोविबन्धानाहनाशनी ॥१५९॥

## મદિરા ઉપરની આછના ગુણો

મદિરા ઉપરની આછ ઊલટી, અરોચક, હૃદયની વ્યથા, કુક્ષિની વ્યથા, શૂલ, કફ, વાયુ,

વાયુને હણનાર છે, મેદ તથા કફ કરનાર છે, બળ વધારનાર છે અને સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનાર છે ૧૪૪

पित्तघ्नो मधुरः शुद्धो वातघ्नोऽसृक्प्रसादनः ।
स पुराणोऽधिकगुणो गुडः पथ्यतमः स्मृतः ॥१४५॥

## શુદ્ધ તથા જૂના ગોળના ગુણો

શુદ્ધ ગોળ પિત્તને હણનાર છે, મધુર છે, વાયુને હણનાર છે અને લોહીને શુદ્ધ કરનાર છે જૂનો થયેલો શુદ્ધ ગોળ અધિક ગુણોવાળો છે અને અત્યંત પથ્ય છે ૧૪૫

मत्स्यण्डिकाखण्डशर्करा विमलजाता उत्तरोत्तरं शीताः स्निग्धा गुरुतरा मधुरतरा वृष्या रक्तपित्तप्रसादनास्तृष्णाप्रशमनाश्च ॥ १४६ ॥

## કાચી ખાંડ, પાકી સફેદ ખાંડ, સાકર અને ખડીસાકરના ગુણો

કાચી ખાંડ, પાકી સફેદ ખાંડ, સાકર અને ખડીસાકર એ ઉત્તરોત્તર વધારે વધારે ઠંડી છે, વધારે વધારે મધુર છે, વધારે વધારે વીર્યવર્ધક છે, વધારે વધારે રક્તપિત્તને શાંત કરનારી છે અને વધારે વધારે તરસને શાંત કરનારી છે. ૧૪૬

यथा यथैषां वैमल्यं मधुरत्वं तथा तथा ।
स्नेहलाघवशैत्यानि सरत्वं च तथा तथा ॥ १४७ ॥

## શેલડીના ગોળ વગેરે વિકારો જેમ શુદ્ધ તેમ ગુણોવાળા

શેલડીના ગોળ વગેરે વિકારોમાં જેમ જેમ વધારે નિર્મળતા હોય, તેમ તેમ તેઓમાં મધુરતા સ્નિગ્ધતા હલકાપણું, ઠંડાપણું અને રેચકતત્ત્વ વધારે વધારે હોય છે ૧૪૭

यो यो मत्स्यण्डिकाखण्डशर्कराणां स्वको गुणः ।
तेन तेनैव निर्देश्यस्तेषां विस्रावणो गुणः ॥ १४८ ॥

## ખાંડના મેલોમાં તેવા જ ગુણો

કાચી ખાંડ, પાકી સફેદ ખાંડ તથા સાકરને બનાવતાં જે તેનો ક્ષાર સહિત મેલ કાઢવામાં આવે છે, તે મેલમાં (કેટલેક અંશે) એમના જેવા જ ગુણો છે (ખાંડના મેલમાં ખાંડના જેવા અને સાકરના મેલમાં સાકરના જેવા ગુણો હોય છે) ૧૪૮

सारस्थिता सुनिर्मला निःक्षारा च यथा यथा ।
तथा तथा गुणवती विज्ञेया शर्करा बुधैः ॥१४९॥

## સાકરની શ્રેષ્ઠતાની પરીક્ષા

સાકર જેમ જેમ સારરૂપે રહેલી, નિર્મળ અને ક્ષાર વગરની હોય, તેમ તેમ સમજુ વૈદ્યોએ તેને અધિક અધિક ગુણોવાળી સમજવી ૧૪૯

मधुशर्करा पुनश्छर्द्यतीसारहरी रूक्षा छेदनी प्रह्लादनी कषायमधुरा मधुरविपाका च ॥१५०॥

## મધની સાકરના ગુણો

મધની સાકર ઊલટી તથા અતિસાર હરનારી છે, રૂક્ષ છે, કફ વગેરે કાપનારી છે, સુખ આપનારી છે, તૂરી તથા મધુર છે અને વિપાકમાં પણ મધુર છે (મધ કાળાન્તરે સુકાઈ ઘાટું થઈને સાકર જેવું બની જાય છે, એ જ મધની સાકર સમજવી, એમ ડલ્હન કહે છે)૧૫૦

यवासशर्करा मधुरकषाया तिक्तानुरसा श्लेष्महरी सरा चेति ॥१५१॥

## જવાસાની સાકરના ગુણો

જવાસાની સાકર મધુર છે, તૂરી છે, પેટામાં કડવા રસવાળી છે, કફ હરનારી છે અને દસ્ત લાવનારી છે ૧૫૧

यावत्यः शर्करा प्रोक्ताः सर्वा दाहप्रणाशनाः ।
रक्तपित्तप्रशमनाश्छर्दिमूर्च्छातृषापहाः ॥१५२॥

## સઘળી સાકરોના સામાન્ય ગુણો

જેટલી સાકરો કહેવામાં આવી, તે સઘળી સાકરો દાહને નષ્ટ કરનારી છે, રક્તપિત્તને શાંત કરનારી છે અને ઊલટી, મૂર્ચ્છા તથા તરસ હણનારી છે ૧૫૨

### શેલડીના કાચા રસના દારૂના ગુણો

શેલડીના રસનો અગ્નિથી ક્વાથ કર્યા વગર બનાવેલો દારૂ ધાતુઓનું કર્ષણ કરનાર છે, સોજાને તથા ઉદરરોગને નષ્ટ કરનાર છે, વર્ણને સારો કરનાર છે, પાચક છે, સ્વરને સારો કરનાર છે, મલબંધ તોડનાર છે અને અરશ ઉપર સારો છે. ૧૬૯

आक्षिकः पाण्डुरोगघ्नो व्रण्यः संग्राहको लघुः ।
कषायमधुरः शीधुः पित्तघ्नोऽसृक्प्रसादनः ॥१७०॥

### બહેડાંના ક્વાથથી તથા ગોળથી બનાવેલા અને પુષ્પોના સંસ્કારવાળા દારૂના ગુણો

બહેડાંના ક્વાથથી તથા ગોળથી બનાવેલો અને ધાવણીનાં પુષ્પો વગેરેનો સંસ્કાર આપ્યો હોય એવો દારૂ પાંડુ રોગોને હણનાર છે, વ્રણ માટે સારો છે, હલકો છે, તૂરો તથા મધુર છે, પિત્તને હણનાર છે અને રુધિરને સ્વચ્છ કરનાર છે. ૧૭૦

जाम्बवो बद्धनिष्यन्दस्तुवरो वातकोपनः ॥१७१॥

### જાંબૂના દારૂના ગુણો

જાંબૂનો દારૂ મૂત્રને રોકનાર છે, તૂરો છે અને વાયુને પ્રકુપિત કરનાર છે. ૧૭૧

तीक्ष्णः सुरासवो हृद्यो मूत्रलः कफवातनुत् ।
मुखप्रियः स्थिरमदो विज्ञेयोऽनिलनाशनः ॥१७२॥

### સુરા નાખી બનાવેલા આસવના ગુણો

જળને બદલે સુરા નાખીને બનાવેલો આસવ તીક્ષ્ણ છે, હૃદયને પ્રિય લાગે એવો છે, મૂત્રને વધારનાર છે, કફને તથા વાયુને ટાળનાર છે, સુખને પ્રિય લાગે એવો છે, ઘણીવાર સુધી કેફ રાખે એવો છે અને પવન સંબંધી રોગોને નષ્ટ કરનાર છે. ૧૭૨

लघुर्मध्वासवश्छेदी मेहकुष्ठविषापहः ।
तिक्तः कषायः शोफघ्नस्तीक्ष्णः स्वादुरवातकृत् १७३

### મધ-ગોળના બનાવેલા આસવના ગુણો

મધ તથા ગોળને મિશ્રિત કરીને બનાવેલો આસવ હલકો છે, કડવો તથા તૂરો છે, મધુર છે, તીક્ષ્ણ છે, વાયુ કરનાર નથી, કફને કાપનાર છે અને પ્રમેહ, કોઢ, ઝેર તથા સોજાને હણનાર છે.

तीक्ष्णः कषायो मदकृद्दुर्नामकफगुल्महृत् ।
कृमिमेदोऽनिलहरो मैरेयो मधुरो गुरुः ॥१७४॥

### સુરા અને આસવને મિશ્રિત કરી બનાવેલા અને મધથી યુક્ત કરેલા દારૂના ગુણો

લોટની સુરાને અને ગોળના આસવને જુદાજુદા બનાવી, પાછાં તેઓને મિશ્રિત કરી, મધનો યોગ આપીને બનાવેલો દારૂ, કે જે મૈરેય કહેવાય છે તે તીક્ષ્ણ છે, તૂરો છે, મદ કરનાર છે, મધુર છે, ભારે છે અને અરશ, કફ, ગુલ્મ, કૃમિઓ, મેદ તથા વાયુને ટાળનાર છે. (લોટની સુરાને અને મધના આસવને મિશ્રિત કરીને ગોળનો યોગ આપીને બનાવેલા દારૂના પણ, એ જ ગુણો છે.) ૧૭૪

बल्यः पित्तहरो वर्ण्यो मृद्वीकेक्षुरसासवः ॥१७५॥

### દ્રાક્ષ તથા શેલડીના આસવના ગુણો

દ્રાક્ષ તથા શેલડીના રસથી બનાવેલો આસવ બળ આપનાર છે, પિત્ત હણનાર છે અને વર્ણને સારો કરનાર છે. ૧૭૫

शीधुर्मधूकपुष्पोत्थो विदाह्यग्निबलप्रदः ।
रूक्षः कषायः कफहृद्वातपित्तप्रकोपणः ॥१७६॥

### મહુડાંનાં ફૂલના દારૂના ગુણો

મહુડાનાં ફૂલોનો દારૂ પાકમાં બલતરા કરનાર છે, અગ્નિને બળ આપનાર છે, રૂક્ષ છે, તૂરો છે, કફ હરનાર છે અને વાયુ તથા પિત્તને પ્રકુપિત કરનાર છે. ૧૭૬

निर्दिशेद्रसतश्चान्यान्कन्दमूलफलासवान् ॥१७७॥

### આ પ્રકરણમાં નહિ કહેલા અન્ય આસવોના ગુણો જાણવાની પદ્ધતિ

જે કંદ, મૂળ, ફળ તથા છાલ વગેરેના બીજા આસવો આ પ્રકરણમાં કહ્યા નથી, તેઓના

અરશની, દસ્તની અટકાયતને અને પેટના આફરાને નષ્ટ કરનારી છે. ૧૫૯

पित्तलाल्पकफा रूक्षा यवैर्वातप्रकोपणी ॥१६०॥

### જવની મદિરાના ગુણો

જવની મદિરા પિત્ત કરનારી છે, કાંઈક કફ કરનારી છે, રૂક્ષ છે, અને વાયુને પ્રકુપિત કરનારી છે. ૧૬૦

विष्टम्भिनी सुरा गुर्वी श्लेष्मला तु मधूलिका ॥१६१॥

### ઝીણા ઘઉંની મદિરાના ગુણો

ઝીણા ઘઉંની મદિરા પેટમાં ગડગડાટ કરનારી છે, મળ અટકાવી પેટમાં શૂલ વગેરેની પીડા કરનારી છે, ભારે છે અને કફ વધારનારી છે. ૧૬૧

रूक्षा नातिकफा वृष्या पाचनी चाक्षिकी स्मृता ॥१६२॥

### બહેડાંની છાલ નાખીને બનાવેલી મદિરાના ગુણો

બહેડાંની છાલ નાખીને કરેલી મદિરા રૂક્ષ છે, કફને અત્યંત વધારનારી નથી, સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનારી છે અને પાચન કરનારી છે. ૧૬૨

त्रिदोषो भेदवृष्यश्च कोहलो वदनप्रियः ॥१६३॥

### જવના સાથવાથી બનાવેલી મદિરાના ગુણો

જવના સાથવાથી બનાવેલી મદિરા ત્રણે દોષો ઉત્પન્ન કરનારી છે, દસ્તની પ્રવૃત્તિ કરાવનારી છે, સ્ત્રીસંગમાં પ્રહર્ષ આપનારી છે અને મુખને પ્રિય લાગે એવી છે. ૧૬૩

ग्राह्युष्णो जगलः पक्ता रूक्षस्तृट्कफशोफहा ।
हृद्यः प्रवाहिकाटोपदुर्नामानिलशोषहृत् ॥ १६४ ॥

### મદિરાની નીચે રહેલા ભાગના ગુણો

મદિરાની નીચે રહેલો ભાગ દસ્ત વગેરેનું શોષણ કરનાર છે, ઉષ્ણ છે, પાચન છે, રૂક્ષ છે, હૃદયને પ્રિય લાગે એવો છે અને તરશ, કફ, સોજો, પ્રવાહિકા, પેટની અંદરનો ગડગડાટ, અરશ, વાયુ અને ક્ષય મટાડનાર છે. (લેપ કરવાથી સોજાને મટાડે છે.) ૧૬૪

बक्कसो हृतसारत्वाद्विष्टम्भी वातकोपनः ।
दीपनः सृष्टविण्मूत्रो विशदोऽल्पमदो गुरुः ॥१६५॥

### સારવગરના દારૂના ગુણો

સાર કાઢી લઈ બાકી રાખેલા દારૂની નીચેનો જુદાજુદા અવયવોવાળો કૂચો નિઃસાર હોવાને લીધે ગડગડાટ કરનાર છે, વાયુને પ્રકુપિત કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વિષ્ઠાની તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર છે, થોડો મદ આપનાર છે અને ભારે છે. ૧૬૫

कषायो मधुरः शीधुर्गौडः पाचनदीपनः ॥१६६॥

### ગોળના દારૂના ગુણો

ગોળનો દારૂ તૂરો છે, મધુર છે, પાચન છે અને અગ્નિને દીપ્ત કરનાર છે. ૧૬૬

शार्करो मधुरो रुच्यो दीपनो बस्तिशोधनः ।
वातघ्नो मधुरः पाके हृद्य इन्द्रियबोधनः ॥१६७॥

### સાકરના દારૂના ગુણો

સાકરનો દારૂ મધુર છે, રુચિ ઉપજાવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, મૂત્રાશયને શુદ્ધ કરનાર છે, વાયુ હણનાર છે, પાકમાં મધુર છે, હૃદયને પ્રિય લાગે એવો છે અને ઇંદ્રિયોને જાગ્રત કરનાર છે. ૧૬૭

तद्वत्पक्वरसः शीधुर्बलवर्णकरः सरः ।
शोफघ्नो दीपनो हृद्यो रुच्यः श्लेष्मार्शसां हितः ॥१६८॥

### શેલડીના પકાવેલા રસના દારૂના ગુણો

શેલડીના પાકા રસથી બનાવેલો દારૂ સાકરના દારૂના જેવા જ ગુણોવાળો છે, બળ આપનાર છે, વર્ણને સારો કરનાર છે, દસ્ત ઉતારનાર છે, સોજો હણનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હૃદયને પ્રિય લાગે એવો છે, રુચિ ઉપજાવનાર છે અને કફ ઉપર તથા અરશ ઉપર સારો છે. ૧૬૮

कर्षणः शीतरसिकः श्वयथूदरनाशनः ।
वर्णकृज्जरणः स्वर्यो विबन्धघ्नोऽर्शसां हितः ॥१६९॥

હોય, ચીકણું હોય કે વાસણમાં નીચે કદડાની સાથે થોડું બાકી રહેલું હોય, તે મદ્યનો સર્વદા ત્યાગ કરવો.

જે મદ્ય અલ્પ ઔષધોવાળું, નવું, ચીકણું, કે ભારે હોય, તે મદ્ય કફને પ્રકુપિત કરે છે અને વિશેષે કરી દુર્જર (માંડ પચે એવું) હોય છે.

જે મદ્ય ધાટું, તીક્ષ્ણ, ઊના સ્પર્શવાળું કે પાકમાં ખાટું થઈને બળતરા કરનારું હોય, તે મદ્ય પિત્તને પ્રકુપિત કરે છે.

જે મદ્ય પ્રિય ન લાગે એવું, ખરાબ વાસણમાં રહેલું, અત્યંત આછું, દુર્ગંધવાળું, કીડાઓવાળું, વિરુદ્ધ રસવાળું, વાસણમાં કદડાની સાથે જરાક બાકી રહેલું કે પ્યાલા વગેરેમાં રાતવાસી રહેલું હોય, તે મદ્ય વાયુને પ્રકુપિત કરે છે.

જે મદ્ય ઘાટાપણાથી માંડીને વાસણમાં કદડાની સાથે બાકી રહેવા સુધીના સઘળા દોષોથી યુક્ત હોય, તે મદ્ય વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોને પ્રકુપિત કરે છે. ૧૮૨

चिरस्थितं जातरसं दीपनं कफवातजित् ।
रूच्यं प्रसन्नं सुरभि मद्यं सेव्यं मदावहम् ॥१८३॥

## કેવા મદ્યનું સેવન કરવું?

જે મદ્ય જૂનું, ઉત્પન્ન થયેલા રસવાળું, અગ્નિને દીપ્ત કરનારું, કફને તથા વાયુને જીતનારું, રુચિકારક, નિર્મળ, સુગંધી તથા હર્ષ આપનારું હોય, તે મદ્યનું સેવન કરવું. ૧૮૩

तस्यानेकप्रकारस्य मद्यस्य रसवीर्यतः ।
सौक्ष्म्यादौष्ण्याच्च तैक्ष्ण्याच्च विकासित्वाच्च वह्निना ॥
समेत्य हृदयं प्राप्य धमनीरूर्ध्वमागतम् ।
विक्षोभ्येन्द्रियचेतांसि वीर्यं मदयतेऽचिरात् ॥१८४॥

## શરીરમાં મદ્ય કેવી રીતે મદને ઉત્પન્ન કરે છે?

મદ્ય કે જે દ્રાક્ષ આદિ અનેક દ્રવ્યોના ભેદને લીધે, લવણવર્જિત બીજા પાંચ રસોના ભેદને લીધે અને ઉષ્ણ તથા રૂક્ષ આદિ વીર્યોના ભેદને લીધે અનેક પ્રકારનું છે, તેની શક્તિ જઠરાગ્નિની સાથે મળી અગ્નિના ઊર્ધ્વગામીપણાને લીધે, મદ્યના આગ્નેયદ્રવ્યપણાથી તેના પણ ઊર્ધ્વગામીપણારૂપ સ્વભાવને લીધે તથા હલકાપણાને લીધે ધમનીઓ દ્વારા ઊંચે ચડી હૃદયને પ્રાપ્ત થઈ, તીક્ષ્ણતા તથા સાંધાઓના બંધોને મોકળા કરી દેવાના સ્વભાવને લીધે ઝડપદાર હોવાથી અને સૂક્ષ્મ હોવાથી તુરત જ ઇંદ્રિયોને તથા ચિત્તને ચલાયમાન કરી નાખી મદયુક્ત કરી દે છે. ૧૮૪

चिरेण श्लैष्मिके पुंसि पानतो जायते मदः ।
अचिराद्वातिके दृष्टः पैत्तिके शीघ्रमेव तु ॥१८५॥

## શરીર સંબંધી દોષો ઉપરથી મદ પ્રાપ્ત થવાના સમયના ભેદો

કફપ્રકૃતિવાળા માણસને દારૂ પીધા પછી ઘણીવારે મદ ઉત્પન્ન થાય છે, વાયુપ્રકૃતિવાળા માણસને દારૂ પીધા પછી થોડીવારે મદ ઉત્પન્ન થાય છે અને પિત્તપ્રકૃતિવાળા માણસને દારૂ પીધા પછી તુરત જ મદ ઉત્પન્ન થાય છે. ૧૮૫

सात्त्विके शौचदाक्षिण्यहर्षमण्डनलालसः ।
गीताध्ययनसौभाग्यसुरतोत्साहकृन्मदः ॥
राजसे दुःखशीलत्वमात्मत्यागंससाहसम् ।
कलहं सानुबंधं तु करोति पुरुषे मदः ॥
अशौचनिद्रामात्सर्यागम्यागमनलोलताः ।
असत्यभाषणं चापि कुर्याद्धि तामसे मदः ॥१८६॥

## મદ્ય પીનારની સત્ત્વ આદિ ગુણો ઉપરથી જુદીજુદી ચેષ્ટાઓ

દારૂ સાત્ત્વિક માણસમાં પવિત્રતાની, પરાયા મનને અનુસરીને વર્તવાની, હર્ષની અને શણગારની લાલસાઓ ઉત્પન્ન કરે છે તથા ગાયન, અધ્યયન, સૌભાગ્ય અને મૈથુનોત્સાહને ઉત્પન્ન કરે છે.

એ જ દારૂ રજોગુણી માણસમાં દુઃખના સેવનને, દેહનો વિનાશ કરી નાંખે એવા સાહસને

ગુણો તે તે કંદ-મૂળ વગેરેના રસો પ્રમાણે જાણી લેવા ૧૭૭

नव मद्यमभिष्यन्दि गुरु वातादिकोपनम् ।
अनिष्टगन्ध विरसमहृद्य च विदाहि च ॥१७८॥

### નવા દારૂના ગુણો

નવો દારૂ સ્રોતો વગેરેને ભીનાશ આપનારો છે, ભારે છે, વાયુ વગેરેને પ્રકુપિત કરનારો છે, અપ્રિય ગંધવાળો છે, સારા રસ વગરનો છે, હૃદયને પ્રિય લાગે એવો નથી અને ખાટા પાક વાળો હોવાથી વિદાહ કરનારો છે ૧૭૮

सुगन्धि दीपन हृद्य रोचिष्णु क्रुमिनाशनम् ।
स्फुटस्रोतस्कर जीर्ण लघु वातकफापहम् ॥१७९॥

### જૂના દારૂના ગુણો

જૂનો દારૂ સુગંધી છે, અગ્નિને દીપ્ત કર નારો છે, તૃપ્તને પણ રુચિ આપનારો છે, કૃમિઓને નષ્ટ કરનારો છે, સ્રોતોને ચોખ્ખાં કરનારો છે, હલકો છે અને વાયુને તથા કફને ટાળનારો છે ૧૭૯

अरिष्टो द्रव्यसयोगसस्कारादधिको गुणै ॥
बहुदोषहरश्चैव दोषाणा शमनश्च स ।
दीपनः कफवातघ्न सरः पित्ताविरोधन ॥
शूलाध्मानोदरप्लीहज्वराजीर्णार्शसां हित ।
पिप्पल्यादिकृतो गुल्मकफरोगहरः स्मृतः ॥
चिकित्सितेषु वक्ष्यन्तेऽरिष्टा रोगहरा पृथक् ॥१८०॥

### અરિષ્ટના ગુણો

અરિષ્ટ હરડે વગેરે દ્રવ્યોના સંયોગને લીધે અને સંસ્કારને લીધે દારૂ કરતા અધિક ગુણો વાળો છે, ઘણા દોષોને હરનારો છે, ઘણા વ્યાધિઓને શાંત કરનારો છે, અગ્નિને દીપ્ત કરનારો છે, વિશેષ કરી કફને તથા વાયુને હણનારો છે, દસ્તની પ્રવૃત્તિ કરનારો છે, પિત્તને જરાક હણનારો છે, અને શૂળ, પેટનો આફરો, ઉદરરોગ, બરલનુ દરદ, જ્વર, અજીર્ણ તથા અરશની ઉપર હિતકારી છે પીપર વગેરેથી કરેલો અરિષ્ટ ગુલ્મને અને કફ સંબંધી રોગોને હણનારો છે જુદાજુદા રોગોને હરનારા જુદાજુદા અરિષ્ટો ચિકિત્સાનાં પ્રકરણોમા કહેવામા આવશે. (ચિકિત્સાસ્થાનના ૧૦મા અધ્યાયનો પમો વિષય જુઓ. એવી રીતે બીજા સ્થળોમા પણ કહેવામાં આવશે ) ૧૮૦

अरिष्टासवशीधूना गुणान्कर्माणि चादिशेत् ॥
बुद्धया यथास्व सस्कारमवेक्ष्य कुशलो भिषक् ॥१८१॥

### બીજા અરિષ્ટ, આસવ અને મદ્યોના ગુણો તથા કર્મો જાણવાની પદ્ધતિ

આ વર્ગમા જે અરિષ્ટો, જે આસવો તથા જે મદ્યો કહેવામાં આવ્યાં નથી, તેઓના ગુણો અને કર્મો, તેઓના પદાર્થો પ્રમાણે તથા તેઓના સંસ્કારો પ્રમાણે વિચક્ષણ વૈદ્યે પોતાની બુદ્ધિથી જાણી લેવાં ૧૮૧

सान्द्र विदाहि दुर्गन्धं विरस क्रुमिल गुरु ।
अहृद्य तरुण तीक्ष्णमुष्ण दुर्भाजनस्थितम् ॥
अल्पौषध पर्युषितमत्यच्छ पिच्छिल च यत् ।
तद्वर्ज्य सर्वदा मद्य किंचिच्छेष तु यद्भवेत् ॥
तत्र यस्तोकसम्भार तरुण पिच्छिल गुरु ।
कफप्रकोपि तन्मद्य दुर्जर च विशेषत ॥
पित्तप्रकोपि बहल तीक्ष्णमुष्ण विदाहि च ।
अहृद्य दुष्ण पूति क्रुमिल विरस तनु ॥
तथा पर्युषित चापि विद्यादनिलकोपनम् ।
सर्वदोषैरुपेत तु सर्वदोषप्रकोपणम् ॥१८२॥

### કેવો દારૂ ખરાબ સમજવો અને ખરાબ દારૂથી શી ખરાબી થાય?

જે મદ્ય ઘાટુ હોય, પાકમા ખાટુ થઈ જઈને બળતરા કરનાર હોય, દુર્ગંધવાળુ હોય, વિરુદ્ધ રસવાળુ હોય, કીડાઓવાળુ હોય, ભારે હોય, પ્રિય ન લાગે એવુ હોય, નવુ હોય, તીક્ષ્ણ હોય, ઊના સ્પર્શવાળુ હોય, ખરાબ વાસણમાં રહેલુ હોય, અલ્પ ઔષધોવાળુ હોય, પ્યાલા વગેરેમા રાતવાસી રહેલુ હોય, અત્યંત ઓછુ

ધાન્યામ્લ જેમ અગ્નિને દીપ્ત કરનાર છે, તેમ પાચન છે, દસ્ત પાડનાર છે અને નિરૂહ બસ્તિમાં (ક્વાથ, દૂધ તથા તેલને મિશ્રિત કરી દેવામાં આવતી પિચકારીમાં) પણ હિતકારી છે તથા સમુદ્રના કિનારા પર રહેનારા લોકોને તો સાત્મ્ય જ (સ્વાભાવિક અનુકૂળ જ) છે. ૧૯૧

अथ मूत्राणि

गोमहिष्यजाविगजहयखरोष्ट्राणां मूत्राणि तीक्ष्णानि कटून्युष्णानि तिक्तानि लवणानुरसानि लघूनि शोधनानि कफवातक्रिमिमेदोविषगुल्मार्शउदरकुष्ठशोफारोचकपाण्डुरोगहराणि हृद्यानि दीपनानि च सामान्यतः ॥१९२॥

भवतश्चात्र ॥

तत्सर्वं कटुतीक्ष्णोष्णं लवणानुरसं लघु ।
शोधनं कफवातघ्नं कृमिमेदोविषापहम् ॥
अर्शोजठरगुल्मघ्नं शोफारोचकनाशनम् ।
पाण्डुरोगहरं भेदि हृद्यं दीपनपाचनम् ॥

## અમુક મૂત્રોના સામાન્ય ગુણો

ગાય, ભેંશ, બકરી, ગાડરી, હાથી, ઘોડો, ગધેડો અને ઊંટનાં મૂત્રો તીક્ષ્ણ છે, તીખાં છે, ઉષ્ણ છે, કડવાં છે, ખારા રસને અનુસરતાં છે, હલકાં છે, મળોની શુદ્ધિ કરનારાં છે, પ્રિય લાગે એવાં છે, અગ્નિને દીપ્ત કરનારાં છે અને કફ, વાયુ, કૃમિ, મેદ, વિષ, ગુલ્મ, અરશ, ઉદરરોગ, કોઢ, સોજો, અરોચક તથા પાંડુરોગને હરનારાં છે.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'સર્વ જાતનાં મૂત્રો તીખાં છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, ખારા રસને અનુસરનારાં છે, હલકાં છે, મળોની શુદ્ધિ કરનારાં છે, દસ્ત લગાડનારાં છે, પ્રિય લાગે એવાં છે, અગ્નિને દીપ્ત કરનારાં છે, પાચન છે અને કફ, વાયુ, કૃમિ, મેદોરોગ, વિષ, અરશ, ઉદરરોગ, ગુલ્મ, સોજો, અરોચક તથા પાંડુરોગને નષ્ટ કરનારાં છે. ૧૯૨

गोमूत्रं कटु तीक्ष्णोष्णं सक्षारत्वान्न वातलम् ।
लघ्वग्निदीपनं मेध्यं पित्तलं कफवातजित् ॥
शूलगुल्मोदरानाहविरेकास्थापनादिषु ।
मूत्रप्रयोगसाध्येषु गव्यं मूत्रं प्रयोजयेत् ॥१९३॥

## ગોમૂત્રના ગુણો

ગાયનું મૂત્ર તીખું છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, ક્ષારવાળું હોવાને લીધે વાયુને ઉત્પન્ન કરનાર નથી, હલકું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પવિત્ર છે, પિત્તને વધારનાર છે અને કફને તથા વાયુને મટાડનાર છે. શૂળ, ગુલ્મ, ઉદરરોગ, મલબંધ, વિરેચન તથા નિરૂહબસ્તિ વગેરે જે વિષયો મૂત્રના પ્રયોગને લાયક જણાય, તેઓમાં ગાયના મૂત્રનો પ્રયોગ કરવો. ૧૯૩

दुर्नामोदरशूलेषु कुष्ठमेहाविशुद्धिषु ।
आनाहशोफगुल्मेषु पाण्डुरोगे च माहिषम् ॥१९४॥

## ભેંશના મૂત્રના ગુણો

ભેંસનું મૂત્ર અરશ, ઉદરરોગ, શૂળ, કોઢ, પ્રમેહ, ઊલટીની બરાબર નહિ થયેલી શુદ્ધિ, મલબંધ, સોજા, ગુલ્મ અને પાંડુરોગ ઉપર હિતકારી છે. ૧૯૪

कासश्वासापहं शोषकामलापाण्डुरोगनुत् ।
कटुतिक्तान्वितं छागमीषन्मारुतकोपनम् ॥१९५॥

## બકરીના મૂત્રના ગુણો

બકરીનું મૂત્ર તીખા તથા કડવા રસવાળું છે, કંઈક વાયુને પ્રકુપિત કરનાર છે અને ખાંસી શ્વાસ, શોષ, કમળો, તથા પાંડુરોગને મટાડનાર છે. ૧૯૫

कासप्लीहोदरश्वासशोषवर्चोग्रहे हितम् ।
सक्षारं तिक्तकटुकमुष्णं वातघ्नमाविकम् ॥१९६॥

## ગાડરીના મૂત્રના ગુણો

ગાડરીનું મૂત્ર ક્ષારવાળું છે, કડવું છે, તીખું છે, ઉષ્ણ છે, વાયુને હણનાર છે અને ખાંસી, બરલનું દરદ, ઉદરરોગ, શ્વાસ તથા મલબંધ—એ ઉપર હિતકારી છે. ૧૯૬

અને નિરંતર ચાલ્યા કરે એવા કલહને (કજિયાને) ઉત્પન્ન કરે છે.

એ જ દારૂ તમોગુણી માણસમાં અપવિત્રતા, નિદ્રા, મત્સર, અગમ્યાગમનની લાલસા અને અસત્ય ભાષણને ઉત્પન્ન કરે છે. ૧૮૬

रक्तपित्तकरं शुक्तं छेदि भुक्तविपाचनम् ।
वैस्वर्यं जरणं श्लेष्मपाण्डुक्रमिहरं लघु ॥
तीक्ष्णोष्णं मूत्रलं हृद्यं कफघ्नं कटुपाकि च ॥१८७॥

### શુક્તના ગુણો

(દહીં, મધ, ગોળ, લૂણ તથા કાંજી વગેરે પદાર્થોને સ્વચ્છ વાસણમાં ભરી ધાન્યના ગંજમાં ત્રણ રાત સુધી રાખી મૂકતાં તેમાં જે આથો આવે છે તે શુક્ત કહેવાય છે.) એ શુક્ત રક્ત-પિત્ત કરનાર છે, કફ વગેરેનું છેદન કરનાર છે, ખાધેલાને પચાવનાર છે, સ્વર બગાડનાર છે, આમને જીર્ણ કરનાર છે, હલકું છે, કફના વધારાવાળા પાંડુરોગને તથા કૃમિઓને હરનાર છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, મૂત્રજનક છે, પ્રિય લાગે એવું છે, કફ હણનાર છે, અને પાકમાં તીખું છે.

तद्वत्तदासुतं सर्वं रोचनं च विशेषतः ॥१८८॥

### આસુતના ગુણો

ઉપર કહેલા શુક્તમાં આથેલાં કંદમૂળ વગેરે, કે જેઓ આસુત કહેવાય છે, તેઓ પણ શુક્તના જેવા જ ગુણોવાળાં છે અને વિશેષે કરી રુચિ ઉપજાવનારાં છે. ૧૮૮

गौडानि रसशुक्तानि मधुशुक्तानि यानि च ।
यथापूर्वं गुरुतराण्यभिष्यन्दकराणि च ॥१८९॥

### દ્રવ્યોના ભેદથી શુક્તોના ગુણોના ભેદ

ગોળના સંબંધવાળા આથાઓ, શેલડી વગેરેના રસના સંબંધવાળા આથાઓ અને મધના સંબંધવાળા આથાઓમાં મધના સંબંધવાળા આથાએ કરતાં શેલડી વગેરેના રસનાં સંબંધવાળા આથાઓ અને તે આથાઓ કરતાં ગોળના સંબંધવાળા આથાઓ વધારે ભારે છે અને વધારે અભિષ્યંદી (સ્રોતોને ભીના કરી દેનારા) છે. લીંબુનો રસ, પીપરીમૂળ અને મધને સ્વચ્છ વાસણમાં ભરી તે વાસણને ધાન્યના ગંજમાં ત્રણ રાત સુધી દાટી મૂકવાથી જે આથો થાય, તે મધુશુક્ત કહેવાય છે. ૧૮૯

तुषाम्बु दीपनं हृद्यं हृत्पाण्डुक्रमिरोगनुत् ।
ग्रहण्यर्शोविकारघ्नं भेदि सौवीरकं तथा ॥१९०॥

### તુષોદકના તથા સૌવીરકના ગુણો

ફોતરાં સહિત કાચો જવોને ટુકડે ટુકડા કરીને (ભરડીને) પાણીમાં આથવાથી થયેલું તુષોદક અગ્નિને દીપ્ત કરનાર છે, પ્રિય લાગે એવું છે અને હૃદયરોગ, પાંડુરોગ તથા કૃમિરોગને હરનાર છે. ફોતરાં કાઢી નાખી પકાવેલા જવોના ટુકડા ટુકડે કરી આથવાથી જે સૌવીરક થાય છે, તે ગ્રહણીના તથા અરશના વિકારને હણનાર છે અને દસ્ત લગાડનાર છે. ૧૯૦

धान्याम्लं धान्ययोनित्वाज्जीवनं दाहनाशनम् ।
स्पर्शात्पानात्तु पवनकफतृष्णाहरं लघु ॥
तैक्ष्ण्याच्च निर्हरेदाशु कफं गण्डूषधारणात् ।
मुखवैरस्यदौर्गन्ध्यमलशोषक्लमापहम् ॥
दीपनं जरणं भेदि हितमास्थापनेषु च ।
समुद्रमाश्रितानां च जनानां सात्म्यमुच्यते ॥१९१॥

इति मद्यवर्गः

### ધાન્યામ્લના ગુણો

ચોખાનું તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી જે ધાન્યામ્લ થાય છે, તે ધાન્યથી ઉત્પન્ન થયેલું હોવાને લીધે પ્રાણધારક બને છે, સ્પર્શથી દાહનો નાશ કરે છે, પીવાથી વાયુ તથા કફ સંબંધીની તરસને હરે છે અને હલકું છે. એ ધાન્યામ્લ તીક્ષ્ણ હોવાને લીધે તુરત કફને બહાર કાઢી નાખે છે. ધાન્યામ્લના કોગળા કરવાથી મોઢાની મોળ, દુર્ગંધપણું, મળ, શોષ તથા થાકનો નાશ થાય છે.

### અન્નપાનના વિધિ વિષે સુશ્રુતનો પ્રશ્ન

સુશ્રુતે પ્રણામ કરીને ભગવાન ધન્વંતરિને પૂછ્યું: 'મહારાજ! પ્રાણીઓનું તથા પ્રાણીઓના બળનું, વર્ણનું અને ઓજસનું મૂળ કારણ આહાર છે, એ આહાર ૭ રસોને આધીન છે, ૭ રસો દ્રવ્યોને આધીન છે અને દોષોનાં તથા ધાતુઓનાં ક્ષય, વૃદ્ધિ તથા સામ્ય, એ દ્રવ્યોના રસોથી, ગુણોથી, વીર્યોથી તથા વિપાકોથી થાય છે, એમ આપ પ્રથમ કહી ગયા છો. બ્રહ્માથી માંડીને જે જે પ્રાણીઓ છે, તેઓની ઉત્પત્તિનો, સ્થિતિનો અને પ્રલયનો હેતુ આહાર જ છે. આહારથી જ શરીરની અભિવૃદ્ધિ, બળ તથા આરોગ્ય થાય છે, આહારથી જ વર્ણોનું સારાપણું તથા ઇંદ્રિયોનું સામર્થ્ય થાય છે અને આહારના જ અન્યથા ઉપયોગથી અસ્વસ્થપણું થાય છે. ભક્ષ્ય, ભોજ્ય, પેય અને લેહ્ય એ રીતે ચાર પ્રકારોવાળા, પૃથ્વી આદિ અનેક દ્રવ્યોથી ઉત્પન્ન થતા, અનેક ગોઠવણોવાળા તથા અનેક પ્રભાવોવાળા તે આહારનાં જે જે જુદાંજુદાં દ્રવ્યો છે, તેઓનાં રસોને, ગુણોને, વીર્યોને, વિપાકોને, પ્રભાવોને તથા કર્મોને જુદાજુદા જાણવા હું ઇચ્છું છું; કેમ કે જેઓએ આહારના સ્વભાવો જાણ્યા ન હોય, તે વૈદ્યો સ્વસ્થ માણસોની સ્વસ્થતાને ચાલુ રાખી શકતા નથી અને રોગી માણસોના રોગોનો નિગ્રહ કરી શકતા નથી. આહાર જ સર્વ પ્રાણીઓનું મૂળ છે; એટલા માટે આપ અન્નોના તથા અનુપાનાદિકના પ્રકારોનો ઉપદેશ કરો.' ૨

इत्युक्तः प्रोवाच भगवान्धन्वन्तरिरथ खलु वत्स सुश्रुत यथाप्रश्नमुच्यमानमुपधारयस्व ॥ ३ ॥

### ધન્વંતરિના ઉત્તરનો આરંભ

આ પ્રમાણે સુશ્રુતના પ્રશ્નને સાંભળી, ભગવાન ધન્વંતરિ બોલ્યા: 'પુત્ર સુશ્રુત! હું તમારા પૂછવા પ્રમાણે ઉત્તર આપું છું, તે શ્રવણ કરો. ૩

तत्र लोहितकशालिकलमकर्दमकपाण्डुकसुगन्धकशकुनाहृतपुष्पाण्डकपुण्डरीकमहाशालिशीतभीरुकरोध्रपुष्पकदीर्घशूककाञ्चनकमहिषमस्तकहायनकदूषकमहादूषकप्रभृतयः शालयः ।
मधुरा वीर्यतः शीता लघुपाका बलावहाः ।
पित्तघ्नाल्पानिलकफाः स्निग्धा बद्धाल्पवर्चसः ॥
तेषां लोहितकः श्रेष्ठो दोषघ्नः शुक्रमूत्रलः ।
चक्षुष्यो वर्णबलकृत्स्वर्यो हृद्यः श्रमापहः ॥
व्रण्यो ज्वरहरश्चैव सर्वदोषविषापहः ।
तस्मादल्पान्तरगुणाः क्रमशः शालयोऽवराः ॥ ४ ॥

### શાલિ (હેમંતઋતુમાં પાકનારા ચોખા)-ની જાતો અને તેના ગુણો

લોહિતક (રાતા સંધી ચોખા), કલમક, કર્દમક (ઘણા કાદવમાં ઉત્પન્ન થનારા), પાંડુક (સફેદ ફોતરાંવાળા તથા સફેદ અણીવાળા), સુગંધક (રંધાય ત્યારે જેમાંથી સુગંધ આવે છે તે), શકુનાહૃત (ઉત્તરકુરુ ખંડમાંથી હંસોએ અથવા ગરુડે આણેલા), પુષ્પાંડક (ફૂલ જેવા), પુંડરીક (સફેદ કમળ જેવા સફેદ, સુકુમાર તથા સુગંધી), મહાશાલિ (જાડા), શીતભીરુક (ઠંડીથી બગડી જનારા), રોધ્રપુષ્પક (લોદરના ફૂલ જેવી અણીવાળા), દીર્ઘશૂક (લાંબી અણીવાળા), કાંચનક (પીળા વર્ણવાળા), મહિષમસ્તક, હાયનક (વધારેમાં વધારે એક વર્ષ સુધી સારા રહેનારા), દૂષક અને મહાદૂષક વગેરે શાલિની જાતિઓ[1] છે.

સઘળા શાલિઓ મધુર છે, શીતવીર્યવાળા છે, પાકમાં હલકા છે, બળ આપનારા છે, પિત્તને

[1] ચોખા અનેક જાતના થાય છે. એમાંથી કેટલીક જાતોના અર્થો બતાવીને ડલ્હન લખે છે, કે 'ચોખાની જાતો તે તે દેશોમાં જુદાંજુદાં નામોથી બોલવામાં આવે છે, માટે તે તે દેશના લોકોને પૂછીને જાણી લેવી.' ગુજરાતીમાં પણ જીરાશાલ, પટણી, આંબેમહોર, બંગાલી, ચીનીસકર, ઉડા તથા વીરબટી વગેરે અનેક જાતો બોલવામાં આવે છે, પણ તેઓમાં અમુક જાત સંસ્કૃતમાં અમુક નામથી કહેવાય છે; એ ઓળખાવવું બની શકતું નથી.

અને નિરંતર ચાલ્યા કરે એવા કલહને (કજિયાને) ઉત્પન્ન કરે છે.

એ જ દારૂ તમોગુણી માણસમાં અપવિત્રતા, નિદ્રા, મત્સર, અગમ્યાગમનની લાલસા અને અસત્ય ભાષણને ઉત્પન્ન કરે છે. ૧૮૬

रक्तपित्तकरं शुक्तं छेदि भुक्तविपाचनम् ।
वैस्वर्यं जरणं श्लेष्मपाण्डुकृमिहरं लघु ॥
तीक्ष्णोष्णं मूत्रलं हृद्यं कफघ्नं कटुपाकि च ॥१८७॥

## શુક્તના ગુણો

(દહીં, મધ, ગોળ, લૂણ તથા કાંજી વગેરે પદાર્થોને સ્વચ્છ વાસણમાં ભરી ધાન્યના ગંજમાં ત્રણ રાત સુધી રાખી મૂકતાં તેમાં જે આથો આવે છે તે શુક્ત કહેવાય છે.) એ શુક્ત રક્ત-પિત્ત કરનાર છે, કફ વગેરેનું છેદન કરનાર છે, ખાધેલાને પચાવનાર છે, સ્વર બગાડનાર છે, આમને જીર્ણ કરનાર છે, હલકું છે, કફના વધારાવાળા પાંડુરોગને તથા કૃમિઓને હરનાર છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, મૂત્રજનક છે, પ્રિય લાગે એવું છે, કફ હણનાર છે, અને પાકમાં તીખું છે.

तद्वत्तदासुतं सर्वं रोचनं च विशेषतः ॥१८८॥

## આસુતના ગુણો

ઉપર કહેલા શુક્તમાં આથેલાં કંદમૂળ વગેરે, કે જેઓ આસુત કહેવાય છે, તેઓ પણ શુક્તના જેવા જ ગુણોવાળાં છે અને વિશેષે કરી રુચિ ઉપજાવનારાં છે. ૧૮૮

गौडानि रसशुक्तानि मधुशुक्तानि यानि च ।
यथापूर्वं गुरुतराण्यभिष्यन्दकराणि च ॥१८९॥

## દ્રવ્યોના ભેદથી શુક્તોના ગુણોના ભેદ

ગોળના સંબંધવાળા આથાઓ, શેલડી વગેરેના રસના સંબંધવાળા આથાઓ અને મધના સંબંધવાળા આથાઓમાં મધના સંબંધવાળા આથાઓ કરતાં શેલડી વગેરેના રસનાં સંબંધવાળા આથાઓ અને તે આથાઓ કરતાં ગોળના સંબંધવાળા આથાઓ વધારે ભારે છે અને વધારે અભિષ્યંદી (સ્રોતોને ભીના કરી દેનારા) છે. લીંબુનો રસ, પીપરીમૂળ અને મધને સ્વચ્છ વાસણમાં ભરી તે વાસણને ધાન્યના ગંજમાં ત્રણ રાત સુધી દાટી મૂકવાથી જે આથો થાય, તે મધુશુક્ત કહેવાય છે. ૧૮૯

तुषाम्बु दीपनं हृद्यं हृत्पाण्डुकृमिरोगनुत् ।
ग्रहण्यर्शोविकारघ्नं भेदि सौवीरकं तथा ॥१९०॥

## તુષોદકના તથા સૌવીરકના ગુણો

ફોતરાં સહિત કાચો જવોને ટુકડે ટુકડા કરીને (ભરડીને) પાણીમાં આથવાથી થયેલું તુષોદક અગ્નિને દીપ્ત કરનાર છે, પ્રિય લાગે એવું છે અને હૃદયરોગ, પાંડુરોગ તથા કૃમિરોગને હરનાર છે. ફોતરાં કાઢી નાખી પકવેલા જવોના ટુકડા ટુકડે કરી આથવાથી જે સૌવીરક થાય છે, તે ગ્રહણીના તથા અરશના વિકારને હણનાર છે અને દસ્ત લગાડનાર છે. ૧૯૦

धान्याम्लं धान्ययोनित्वाज्जीवनं दाहनाशनम् ।
स्पर्शात्पानात्तु पवनकफतृष्णाहरं लघु ॥
तैक्ष्ण्याच्च निर्हरेदाशु कफं गण्डूषधारणात् ।
मुखवैरस्यदौर्गन्ध्यमलशोषक्लमापहम् ॥
दीपनं जरणं भेदि हितमास्थापनेषु च ।
समुद्रमाश्रितानां च जनानां सात्म्यमुच्यते ॥१९१॥

इति मद्यवर्गः

## ધાન્યામ્લના ગુણો

ચોખાનું તથા કોદરા વગેરેનું ચૂર્ણ આથવાથી જે ધાન્યામ્લ થાય છે, તે ધાન્યથી ઉત્પન્ન થયેલું હોવાને લીધે પ્રાણધારક બને છે, સ્પર્શથી દાહનો નાશ કરે છે, પીવાથી વાયુ તથા કફ સંબંધીની તરસને હરે છે અને હલકું છે. એ ધાન્યામ્લ તીક્ષ્ણ હોવાને લીધે તુરત કફને બહાર કાઢી નાખે છે. ધાન્યામ્લના કોગળા કરવાથી મોઢાની મોળ, દુર્ગંધપણું, મળ, શોષ તથા થાકનો નાશ થાય છે.

(પ્રસહોમાં પણ ટીટોડાનો પાઠ છે તેથી તેમાં બન્ને જાતના ગુણો છે એમ સમજવું), બતક, કારંડવ (લાંબાપગવાળું કાળું જળચર પક્ષી), જીવંજીવ (મોર જેવાં પીછાંવાળો અને જેના દર્શનથી વિષનો નાશ થાય છે તે), બલાકા (બગલાની એક જાત), પુંડરીક, પ્લવ, શરારીમુખ, નંદિમુખ, જળનો કાગડો, ઉત્ક્રોશ (ટીટોડાની એક જાત), કાચાક્ષ, મલ્લિકાક્ષ (જેની ચાંચ તથા પગ કાંઈક ધૂમ્રવર્ણવાળાં હોય એવો સફેદ હંસ), શુક્લાક્ષ, પુષ્કરશાયિકા, કોનાલક, જલકુકડી, બપૈયો (આનો વિષ્કિરોમાં પણ પાઠ છે, તેથી તેમાં બન્ને જાતના ગુણો સમજવા) અને શ્વેતચરણ (મોટા કદવાળી બગલાની જાત) વગેરે પક્ષીઓ પાણીમાં તરે છે, તેથી પ્લવ કહેવાય છે અને તેઓ પોતાના જથ્થામાં ફરનારાં છે.

પ્લવોનું માંસ રક્તપિત્ત તથા વાયુ હરનાર છે, સ્નિગ્ધ છે, ટાઢું છે, વીર્યવર્ધક છે, વિષ્ઠાની તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર છે અને રસમાં તથા વિપાકમાં મધુર છે.

એમાં હંસનું માંસ ભારે છે, ઉષ્ણ છે, મધુર છે, સ્નિગ્ધ છે, સ્વર, વર્ણ તથા બળ દેનાર છે, વીર્ય વધારનાર છે અને વાયુને નષ્ટ કરનાર છે. ૪૪

शङ्खशङ्खनखशुक्तिशम्बूकभल्लूकप्रभृतयः कोशस्थाः ।

कूर्मकुम्भीरकर्कटककृष्णकर्कटकशिशुमारप्रभृतयः पादिनः ॥

शङ्खकूर्मादयः स्वादुरसपाका मरुन्नुदः ।
शीताः स्निग्धा हिताः पित्ते वर्चस्याः श्लेष्मवर्द्धनाः ॥
कृष्णकर्कटकस्तेषां बल्यः कोष्णोऽनिलापहः ।
शुक्लः संधानकृत्सृष्टविण्मूत्रोऽनिलपित्तहा ॥४५॥

### કોશસ્થો, પાદીઓ અને તેઓના માંસના ગુણો

શંખના જીવડા, શંખલાંના જીવડા, છીપના જીવડા, કડાના જીવડા, અને ભલ્લૂક (મોટા કડાના જીવડા) વગેરે પ્રાણીઓ સંપુટોમાં રહેનારા છે તેથી કોશસ્થ કહેવાય છે.

કાચબા, કુંભીર, સફેદ કુડચલ, કાળો કુડચલ અને શિશુમારક (દરિયાઈ કૂતરો) વગેરે જળજંતુઓ પગવાળાં છે, તેથી પાદી કહેવાય છે.

કોશસ્થ અને પાદી એ બન્ને જાતના જળજંતુઓનાં માંસો રસમાં તથા વિપાકમાં મધુર છે, વાયુ તોડનારાં છે, ટાઢાં છે, સ્નિગ્ધ છે, પિત્ત ઉપર હિતકારી છે, વિષ્ઠાને ઠીક કરનારાં છે અને કફ વધારનારાં છે.

એમાં કાળા કુડચલનું માંસ બળ આપનાર છે, જરાક ઉષ્ણવીર્યવાળું છે અને વાયુને નષ્ટ કરનાર છે.

સફેદ કુડચલનું માંસ ભાંગેલાંને સાંધનાર છે, વિષ્ઠાની તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર છે અને વાયુ તથા પિત્તને હણનાર છે. ૪૫

मत्स्यास्तु द्विविधा नादेयाः सामुद्राश्च ॥४६॥

### મત્સ્યોના બે ભેદ

નાદેય અને સામુદ્ર; એ રીતે મત્સ્યો બે પ્રકારના છે. ૪૬

तत्र नादेयाः—

रोहितपाठीनपाटलाराजीववर्मिगोमत्स्यकृष्णमत्स्यवागुञ्जारमुरलसहस्रदंष्ट्रप्रभृतयो नादेयाः ॥

नादेया मधुरा मत्स्या गुरवो मारुतापहाः ।
रक्तपित्तकराश्चोष्णा वृष्याः स्निग्धाल्पवर्चसः ॥
कषायानुरसास्तेषां शष्पशैवालभोजिनः ।
रोहितो मारुतहरो नात्यर्थं पित्तकोपनः ॥
पाठीनः श्लेष्मलो वृष्यो निद्रालुः पिशिताशनः ।
दूषयेदम्लपित्तं तु कुष्ठरोगं करोत्यसौ ॥
मुरलो बृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा ।
सरस्तडागसम्भूताः स्निग्धाः स्वादुरसाः स्मृताः ।
महाह्रदेषु बलिनः स्वल्पेऽम्भस्यबलाः स्मृताः ॥४७

### નાદેય મત્સ્યો અને તેઓના ગુણો

રોહિત (રોહીડો), પાઠીન (લાંબો, નિર્મળ

ખભા, હૃદય, માથું, પગ, હાથ, કમર, પીઠ, ચામડી, કાલેયક (બુક્કા–કાળજું), જમણા પડખાંની ગાંઠ અને આંતરડાં ઉત્તરોત્તર ભારે છે.

ખભા કરતાં માથું ભારે છે, પીઠ કરતાં કમર ભારે છે અને સાથળના ઉત્તર ભાગ કરતાં પૂર્વ ભાગ ભારે છે. રુધિરથી માંડીને વીર્યસુધીની ધાતુઓ શરીરના ઉત્તરોત્તર ભાગોમાં ઉત્તરોત્તર ભારે છે. સર્વ પ્રાણીઓનાં શરીરોનો મધ્ય ભાગ ભારે છે. પુરુષોનાં શરીરોનો ઉપરનો ભાગ ભારે છે અને સ્ત્રીઓનાં શરીરોનો નીચેનો ભાગ ભારે હોય છે. પક્ષીઓનાં છાતી તથા કંઠ વધારે ભારે હોય છે અને પાંખો ફફડાવવાને લીધે મધ્ય ભાગ સમ હોય છે. ૫૩

अतीव रूक्षं मांसं तु विहङ्गानां फलाशिनाम् ।
बृंहणं मांसमत्यर्थं खगानां पिशिताशिनाम् ॥
मत्स्याशिनां पित्तकरं वातघ्नं धान्यचारिणाम् ॥५४॥

### આહાર ઉપરથી માંસમાં વિશેષતા

ફળ ખાનારાં પક્ષીઓનું માંસ અત્યંત રૂક્ષ હોય છે, માંસ ખાનારાં પક્ષીઓનું માંસ અત્યંત પુષ્ટિકારક હોય છે, મત્સ્ય ખાનારાં પક્ષીઓનું માંસ પિત્ત કરનાર હોય છે અને ધાન્ય ખાનારાં પક્ષીઓનું માંસ વાયુને હણનાર હોય છે. ૫૪

जलजानूपजा ग्राम्या क्रव्यादैकशफास्तथा ।
प्रसहा बिलवासाश्च ये च जङ्गालसंज्ञिताः ॥
प्रतुदा विष्किराश्चैव लघवः स्युर्यथोत्तरम् ।
अल्पाभिष्यन्दिनश्चैव यथापूर्वमतोऽन्यथा ॥ ५५ ॥

### ઉપર કહેલા વર્ગોનાં માંસોમાં ઉત્તરોત્તર હલકાપણું

જલચર, આનૂપ, ગ્રામ્ય, માંસભક્ષક, એકખરીવાળાં, પ્રસહ, બિલેશય, જંઘાલ, પ્રતુદ અને વિષ્કિરમાં ઉત્તરોત્તરનાં માંસો પૂર્વપૂર્વનાં માંસો કરતાં હલકાં છે અને થોડાં અભિષ્યંદી (શરદી કરનારાં) છે. ઉત્તરોત્તર વર્ગનાં માંસો કરતાં પૂર્વપૂર્વ વર્ગનાં માંસો ભારે છે તથા વધારે અભિષ્યંદી છે. ૫૫

प्रमाणाधिकास्तु स्वजातौ चाल्पसारा गुरवश्च ॥ ५६

### એક જાતિનાં પશુપક્ષીઓ વગેરેમાં કદાવરનું માંસ સારું નથી

એક જાતિનાં પશુપક્ષીઓ વગેરેમાં, જેઓ મોટાં કદવાળાં હોય, તેઓનું માંસ અલ્પસારવાળું છે અને ભારે છે. ૫૬

सर्वप्राणिनां सर्वशरीरेभ्यो ये प्रधानतमा भवन्ति यकृत्प्रदेशवर्तिनस्तानाददीत । प्रधानलाभाभावे मध्यमवयस्कं सद्यस्कमक्लिष्टमुपादेयं मांसमिति ॥ ५७ ॥

### શરીરના કયા પ્રદેશનું માંસ અતિ ઉત્તમ છે ?

સર્વ પ્રાણીઓનાં સર્વ શરીરોમાં જમણા પડખાંની ગાંઠના પ્રદેશમાં રહેનારી જે લાંબી-લાંબી માંસની વાટો હોય છે, તેઓ અતિશ્રેષ્ઠ છે; માટે તેને ગ્રહણ કરવી. આ જે મુખ્ય સ્થાનનું માંસ કહ્યું છે, તે જો ન મળે, તો તાજું અને અનુકૂળ તથા નિર્દોષ માંસ હોય તે લેવું.[1] ૫૭

भवति चात्र ॥
चरः शरीरावयवाः स्वभावो धातवः क्रियाः ।
लिङ्गं प्रमाणं संस्कारो मात्रा चास्मिन्परीक्षिता ॥५८

इति मांसवर्गः ।

### માંસ વર્ગનો સંક્ષિપ્ત સાર

આ સ્થળના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'પ્રાણીઓનો આહાર, શરીરના અવયવો, વિહાર આદિ સ્વભાવ, એક અવયવના પણ પૂર્વોત્તર ભાગો, ચલન આદિ ક્રિયાઓ, સ્ત્રીપુરુષરૂપ જાતિ, શરીરનાં કદ, રાંધવા વગેરેનો સંસ્કાર અને માત્રા વગેરે વિષયોની તપાસ કરીને માંસનું હલકાપણું,

[1] માંસ એટલે પ્રોટીન એટલું જ જ્ઞાન પૂરતું નથી; પરંતુ કયાં માંસો અને માંસનો કયો ભાગ કેવી અસર ઉપજાવે છે તે જ્ઞાન આયુર્વેદની જેમ પશ્ચિમનાં વિજ્ઞાનોમાં હજી વિચારાયું નથી. પ્ર.

માથાના ભાગ વિના તેઓના બાકીના સઘળા અવયવો અત્યંત ભારે હોય છે. મોટાં તળાવોનાં મત્સ્યોના નીચેના અવયવો ભારે હોય છે. એ મત્સ્યો છાતીથી ગતિ કરે છે, માટે તેઓના છાતીથી ઉપરના અવયવો હલકા ગણવામાં આવે છે.

આ પ્રમાણે આનૂપ માંસવર્ગ, કે જે ભારે અભિષ્યંદી (સ્રોતો વગેરેને ક્લેદયુક્ત કરનાર-શરદી કરનાર) છે; તેઓનું વ્યાખ્યાન કહ્યું. ૫૦

तत्र शुष्कपूतिव्याधितविषसर्पहतदिग्धविद्धजीर्णकृशबालानामसात्म्यचारिणां च मांसान्यभक्ष्याणि, यस्माद्विगतव्यापन्नापहतपरिणतालपासंपूर्णवीर्यत्वाद्दोपकराणि भवन्ति ॥

अरोचकं प्रतिश्यायं गुरु शुष्कं प्रकीर्तितम् ।
विषप्रशमिहत मृत्युं बाल छर्दिं च कोपयेत् ॥
कासश्वासकर वृद्ध त्रिदोष व्याधिदूषितम् ।
क्लिन्नमुत्क्लेशजननं कृशं वातप्रकोपणम् ।
एष्योऽन्येषामुपादेयं मांसमिति ॥५१॥

### કેવાં માંસો છોડી દેવાં?

સુકાયેલું માંસ, દુર્ગંધવાળું (સડેલું) માંસ, રોગવાળા પ્રાણીનું માંસ, ઝેરથી મરેલા પ્રાણીનું માંસ, સર્પથી મરેલાનું માંસ, ઝેરથી ખરડેલાં શસ્ત્રાદિકથી વીંધાએલા પ્રાણીનું માંસ, વૃદ્ધ પ્રાણીનું માંસ, દુર્બળ પ્રાણીનું માંસ, બાળક પ્રાણીનું માંસ અને અસાત્મ્ય આહાર કરનારા પ્રાણીના માંસનું ભક્ષણ કરવું નહી, કારણ કે એ માંસો નિર્વીર્ય, બગડેલા વીર્યવાળાં, હણાયેલાં વીર્યવાળાં, જૂના થયેલા વીર્યવાળાં, અલ્પવીર્યવાળાં અને અસંપૂર્ણ વીર્યવાળાં હોવાથી દોષો કરનારાં છે.

સુકાયેલું માંસ અરુચિ કરનાર છે, પ્રતિશ્યાય નામનો રોગ ઉત્પન્ન કરે છે અને ભારે છે. રોગી પ્રાણીનું માંસ તથા વિષથી મરેલા પ્રાણીનું માંસ મરણ આપે છે. બાળક પ્રાણીનું માંસ ઊલટી કરાવે છે. વૃદ્ધ પ્રાણીનું માંસ ખાંસી તથા શ્વાસ ઉત્પન્ન કરે છે. વ્યાધિથી મરણ પામેલા પ્રાણીનું માંસ ત્રણે દોષો ઉત્પન્ન કરે છે. સડેલું માંસ ઉત્ક્લેશ કરે છે (ઉછાળા આણે છે) અને દૂબળા પ્રાણીનું માંસ વાયુને પ્રકુપિત કરે છે. જે માંસ ઉપર કહેલા દોષોથી રહિત હોય તે ગ્રહણ કરવું. ૫૧

स्त्रियश्चतुष्पादेषु पुमांसो विहङ्गेषु महाशरीरेष्वल्पशरीरा अल्पशरीरेषु महाशरीराः प्रधानतमाः, एकमेकजातीयानां महाशरीरेभ्यः कृशशरीराः प्रधानतमाः॥५२

### જાતિ તથા શરીરના નાના-મોટા કદ ઉપરથી માંસની ઉત્તમતા

પશુઓમાં સ્ત્રીજાતિનું માંસ શ્રેષ્ઠ છે, પક્ષીઓમાં પુરુષજાતિનું માંસ શ્રેષ્ઠ છે; મોટા શરીરવાળાં પ્રાણીઓમાં નાનાં શરીરવાળાં પ્રાણીઓનું માંસ શ્રેષ્ઠ છે, નાનાં શરીરવાળાં પ્રાણીઓમાં મોટા શરીરવાળા પ્રાણીનું માંસ શ્રેષ્ઠ છે અને એક જાતનાં પ્રાણીઓમાં મોટાં શરીરવાળાં કરતાં કૃશ શરીરવાળાંનું માંસ શ્રેષ્ઠ છે. ૫૨

स्थानादिकृतं मांसस्य गुरुलाघवमुपदेक्ष्यामः । तद्यथा रक्तादिषु शुक्रान्तेषु धातुषूत्तरोत्तरास्तु गुरुतरास्तथा सक्थिस्कन्धक्रोडशिरःपादकरकटीपृष्ठचर्मकालेयकयकृदन्त्राणि ॥

शिरः स्कन्धं कटी पृष्ठं सक्थिनी चात्मपक्षयोः ।
गुरुपूर्वं विजानीयाद्धातवस्तु यथोत्तरम् ॥
सर्वस्य प्राणिनो देहे मध्यो गुरुरुदाहृतः ।
पूर्वभागो गुरुः पुंसामधोभागस्तु योषिताम् ॥
उरोग्रीवं विहङ्गानां विशेषेण गुरु स्मृतम् ।
पक्षोत्क्षेपात्समो दिष्टो मध्यभागस्तु पक्षिणाम् ॥५३

### શરીરોના પ્રદેશોને લીધે માંસનું ભારે તથા હલકાપણું

હવે સ્થાન વગેરેને લીધે માંસમાં ભારે તથા હલકાપણાનો ઉપદેશ કરીએ છીએ. જેમ રુધિરથી માંડીને વીર્ય સુધીના ધાતુઓમાં ઉત્તરોત્તર ધાતુઓ વધારે ભારે છે, તેમ સાથળ,

आमं कपित्थमस्वर्यं कफघ्नं ग्राहि वातलम् ।
कफानिलहरं पक्वं मधुराम्लरसं गुरू । ॥६४॥

### કોઠના વિશેષ ગુણો

કાચું કોઠ સ્વરને બગાડનાર છે, કફને હણનાર છે, દસ્તને સૂકાવનાર છે તથા વાયુ ઉત્પન્ન કરનાર છે; અને પાકું કોઠ કફ તથા વાયુને હરનાર છે, મધુર ખાટા રસવાળું તથા ભારે છે. ૬૪

श्वासकासारुचिहरं तृष्णाघ्नं कण्ठशोधनम् ।
लघ्वम्लं दीपनं हृद्यं मातुलुङ्गमुदाहृतम् ॥
त्वक्तिक्ता दुर्जरा तस्य वातक्रिमिकफापहा ।
स्वादु शीतं गुरु स्निग्धं मांसं मारुतपित्तजित् ॥
मेध्यं शूलानिलच्छर्दिकफारोचकनाशनम् ।
दीपनं लघु संग्राहि गुल्मार्शोघ्नं तु केसरम् ॥
शूलाजीर्णविबन्धेषु मन्दाग्नौ कफमारुते ।
अरुचौ च विशेषेण रसस्तस्योपदिश्यते ॥
पित्तानिलकरं बालं पित्तलं बद्धकेसरम् ।
हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ॥६५॥

### બિજોરાંના વિશેષ ગુણો

બિજોરું કંઠને સ્વચ્છ કરનાર છે, હલકું છે, ખાટું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, પ્રિય લાગે એવું છે અને શ્વાસ, ખાંસી, અરુચિ તથા તરસને હરનાર છે. બિજોરાંની છાલ કડવી છે, માંડ પચે એવી છે અને વાયુ, કૃમિ તથા કફને હણનારી છે. બિજોરાંનો ગર્ભ મધુર છે, ટાઢો છે, ભારે છે, સ્નિગ્ધ છે અને વાયુ તથા પિત્તને ટાળનાર છે. બિજોરાંના તંતુઓ બુદ્ધિ વધારનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હલકા છે, દસ્તનું શોષણ કરનાર છે અને શૂળ, વાયુ, ઊલટી કફ, ગુલ્મ, અર્શ તથા અરોચકને નષ્ટ કરનાર છે. શૂળ, અજીર્ણ, મલબંધ, અગ્નિની મંદતા, કફ સહિત વાયુ અને અરુચિ એટલાં દરદોમાં બિજોરાંનો રસ વિશેષ ઉપયોગી છે નાનું બિજોરું પિત્ત તથા વાયુ કરનારું છે. જેમાં તંતુઓ બંધાઈ ગયા હોય એવું બિજોરું પિત્ત ઉત્પન્ન કરનાર છે, પ્રિય લાગે એવું છે, વર્ણને સારો કરનાર છે, રુચિ ઉપજાવનાર છે અને રુધિર, માંસ તથા બળ આપનાર છે. ૬૫

कषायानुरसं स्वादु वातघ्नं बृंहणं गुरु ।
पित्ताविरोधि संपक्वमाम्रं शुक्रविवर्द्धनम् ॥६६॥

### આંબાના ફળના વિશેષ ગુણો

બરાબર પાકેલું આંબાનું ફળ મધુર છે, પેટામાં તૂરા રસવાળું છે, વાયુને હણનાર છે, પુષ્ટિ આપનાર છે, ભારે છે, પિત્તને જરાક શાંત કરનાર છે અને વીર્ય વધારનાર છે. ૬૬

बृंहणं मधुरं बल्यं गुरु विष्टभ्य जीर्यति ।
आम्रातकफलं वृष्यं सस्नेहं श्लेष्मवर्द्धनम् ॥६७॥

### અંબાડાના વિશેષ ગુણો

અંબાડાનું ફળ પુષ્ટિ આપનાર છે, મધુર રસવાળું છે, બળ વધારનાર છે, ભારે છે, ઘણીવાર સુધી પેટમાં પીડા કરીને પછી પચે છે, વીર્ય તથા કફ વધારનાર છે અને સ્નિગ્ધ છે. ૬૭

त्रिदोषविष्टम्भकरं लकुचं शुक्रनाशनम् ॥६८॥

### નાના ફણસના વિશેષ ગુણો

નાનું (જંગલી) ફણસ ત્રણે દોષોને કરનાર છે, મળની કબજિયાત કરનાર છે, અને વીર્યનો નાશ કરનાર છે. ૬૮

अम्लं तृष्णापहं रुच्यं पित्तकृत्करमर्दकम् ॥६९॥

### કરમદાંના વિશેષ ગુણો

કરમદાં ખાટાં છે, તરસને મટાડનાર છે, રુચિ ઉપજાવનાર છે અને પિત્ત કરનાર છે. ૬૯

वातपित्तहरं वृष्यं प्रियालं गुरु शीतलम् ॥७०॥

### ચારોળીના વિશેષ ગુણો

ચારોળી વાયુ તથા પિત્ત હરનાર છે, વીર્ય વધારનાર છે, ભારે છે અને ઠંડી છે. ૭૦

हृद्यं स्वादु कषायाम्लं भव्यमास्यविशोधनम् ।
पित्तश्लेष्महरं ग्राहि गुरु विष्टम्भि शीतलम् ॥७१॥

ભારેપણું તથા સ્નિગ્ધ-રૂક્ષતા વગેરેનો નિર્ણય કરવો. ૫૮

अत ऊर्ध्वं फलवर्गानुपदेक्ष्यामः । तद्यथा-दाडिमामलकबदरकोलकर्कन्धुसौवीरसिञ्चितिकाफल कपित्थमातुलुङ्गाम्राम्रातककरमर्दप्रियालकुचभव्यपारावतवेत्रफलप्राचीनामलकतिन्तिडीकनीपकोशाम्राम्लिकानारङ्गजम्बीरप्रभृतीनि ॥
अम्लानि रसतः पाके गुरूण्युष्णानि वीर्यतः ।
पित्तलान्यनिलघ्नानि कफोत्क्लेशकराणि च ॥५९॥

### દાડમ વગેરે ફળો–તેઓના સામાન્ય ગુણો

હવે ફળોના વર્ગો કહીએ છીએઃ દાડમ, આમળાં, બોર, નાનાં બોર, ચણિયાં બોર, ખારેક જેવાં લાંબાં બોર, મૂઠી જેવાં મોટાં મીઠાં બોર, કોઠ, બિજોરાં, આંબા, અંબાડાં, કરમદાં, ચારોળી, લકુચ (નાનાં ફણસ), ઓટનાં ફળ, અનનાસ, નેતરનાં ફળ, પાણી આમળાં, કોકમ, કદંબનાં ફળ, પહાડી આંબાનાં ફળ, આંબલીનાં ફળ, નારંગી અને ખાટાં લીંબુ વગેરેના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે.

ઉપર કહેલાં ફળો ખાટારસવાળાં છે, પાકમાં ભારે છે, ઉષ્ણવીર્યવાળાં છે, પિત્તને ઉત્પન્ન કરનારાં છે, વાયુને હણનારાં છે અને કફનો ઉત્ક્લેશ (ખળખળાટ) કરનારાં છે. ૫૯

कषायानुरसं तेषां दाडिमं नातिपित्तलम् ।
दीपनीयं रुचिकरं हृद्यं वर्चोविबन्धनम् ॥
द्विविधं तत्तु विज्ञेयं मधुरं चाम्लमेव च ।
त्रिदोषघ्नं च मधुरमम्लं वातकफापहम् ॥ ६० ॥

### દાડમના વિશેષ ગુણદોષ

એમાં દાડમ પેટામાં તૂરા રસવાળું છે, જરાક પિત્ત કરનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રુચિ ઉપજાવનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે અને વિષ્ટાને રોકનાર છે. દાડમ મીઠું અને ખાટું એમ બે પ્રકારનું થાય છે. તેમાં મીઠું દાડમ ત્રણે દોષોને હણનાર છે અને ખાટું દાડમ વાયુને તથા કફને હણનાર છે. ૬૦

अम्लं समधुरं तिक्तं कषायं कटुकं सरम् ।
चक्षुष्यं सर्वदोषघ्नं वृष्यमामलकीफलम् ॥
हन्ति वातं तदम्लत्वात्पित्तं माधुर्यशैत्यतः ।
कफं रूक्षकषायत्वात्फलेभ्योऽभ्यधिकं च तत् ॥ ६१

### આમળાંના વિશેષ ગુણો

આમળાં ખાટાં છે, મધુરરસવાળાં છે, કડવાં છે, તૂરાં છે, તીખાં છે, દસ્તને સારનારાં છે, નેત્રોને હિતકારી છે, સર્વ દોષોને હણનારાં છે અને વીર્ય વધારનારાં છે. આમળાં ખાટાં હોવાથી વાયુને હણે છે, મધુર તથા શીત હોવાને લીધે પિત્તને હણે છે અને રૂક્ષ તથા તૂરાં હોવાથી વાયુને પણ હણે છે; માટે સઘળાં ફળોમાં આમળાં શ્રેષ્ઠ છે. ૬૧

कर्कन्धुकोलबदरमामं पित्तकफावहम् ।
पक्वं पित्तानिलहरं स्निग्धं समधुरं सरम् ॥
पुरातनं तृट्शमनं श्रमघ्नं दीपनं लघु ।
सौवीरं बदरं स्निग्धं मधुरं वातपित्तजित् ॥ ६२॥

### બોરના વિશેષ ગુણો

ચણિયાં બોર, નાનાં બોર અને સામાન્ય બોર કાચાં હોય, તો પિત્ત તથા કફને ઉત્પન્ન કરે છે, પાકાં હોય તો પિત્ત તથા વાયુને હરે છે, સ્નિગ્ધ છે, મધુર રસવાળાં છે અને દસ્તને સારનાર છે. સુકાયેલાં જૂનાં બોર તૃષાને શાંત કરનારાં છે, શ્રમને હણનારાં છે, અગ્નિને દીપ્ત કરનારાં છે અને હલકાં છે.

ખારેક જેવાં લાંબાં મીઠાં બોર સ્નિગ્ધ છે, મધુર છે અને વાયુને તથા પિત્તને જીતનારાં છે. ૬૨

कषायं स्वादु संग्राहि शीतं सिञ्चितिकाफलम् ।

### સેવફળ (મૂઠી જેવાં મોટાં મીઠાં બોર)ના વિશેષ ગુણો

સેવફળ તૂરું છે, મધુર છે, દસ્તને રૂકવનાર છે અને શીતવીર્યવાળું છે. ૬૩

तेषां द्राक्षा सरा स्वर्या मधुरा स्निग्धशीतला
रक्तपित्तज्वरश्वासतृष्णादाहक्षयापहा ॥ ९७ ॥

### દ્રાક્ષના વિશેષ ગુણો

એમાં દ્રાક્ષ દસ્તને સારનાર છે, સ્વરને સારો કરનારી છે, મધુર છે, સ્નિગ્ધ છે, શીતલ છે અને રક્તપિત્ત, જ્વર, શ્વાસ, તરસ, દાહ તથા ક્ષય મટાડનારી છે. ૯૭

हृद्यं मूत्रविबन्धघ्नं पित्तासृग्वातनाशनम् ।
केश्यं रसायनं मेध्यं काश्मर्यं फलमुच्यते ॥ ९८ ॥

### સીવણના ફળના વિશેષ ગુણો

સીવણનું ફળ હૃદયને પ્રિય લાગે એવું છે, મૂત્રની અટકાયતને મટાડનાર છે, કેશો માટે સારું છે, રસાયન છે, બુદ્ધિ વધારનાર છે અને પિત્ત, રુધિરના રોગ તથા વાયુનો નાશ કરનાર છે. ૯૮

क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु ।
रसे पाके च मधुरं खार्जूरं रक्तपित्तजित् ॥ ९९ ॥

### ખજૂરના વિશેષ ગુણો

ખજૂર હૃદયને પ્રિય લાગે એવું છે, શીતળ છે, તૃપ્તિ આપનાર છે, ભારે છે, રસમાં તથા પાકમાં મધુર છે અને ક્ષત, ક્ષય તથા રક્તપિત્ત-મટાડનાર છે. ૯૯

बृंहणीयमहृद्यं च मधूककुसुमं गुरु ।
वातपित्तोपशमनं फलं तस्योपदिश्यते ॥ १०० ॥

### મહુડાના ફૂલના તથા ફળના વિશેષ ગુણો

મહુડાનું ફૂલ પુષ્ટિ આપનાર છે, હૃદયને પ્રિય લાગે એવું નથી અને ભારે છે. મહુડાનું ફળ વાયુ અને પિત્તને શાંત કરનાર છે. ૧૦૦

वातामाक्षोडाभिषुकनिचुलपिचुनिकोचकोरुमाणप्रभृतीनि ॥
पित्तश्लेष्महराण्याहुः स्निग्धोष्णानि गुरूणि च ।
बृंहणान्यनिलघ्नानि बल्यानि मधुराणि च ॥१०१॥

### બદામ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

બદામ, અખરોટ, અભિષુક, નિચુલ,[1] કપાસના ડોડવા, પિસ્તાં તથા વાયત્રણાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છેઃ

એ ફળો પિત્ત તથા કફ હણનારાં છે, સ્નિગ્ધ છે, ઉષ્ણવીર્યવાળાં છે, ભારે છે, પુષ્ટિ આપનારાં છે, વાયુને હણનારાં છે, બળ આપનારાં છે અને મધુર છે. ૧૦૧

कषायं कफपित्तघ्नं किंचित्तिक्तं रुचिप्रदम् ।
हृद्यं सुगन्धि विशदं लवलीफलमुच्यते ॥ १०२ ॥

### હરફારેવડી (ખાટી આમળી)ના વિશેષ ગુણો

હરફારેવડીનું ફળ તૂરું છે, કફ તથા પિત્તને હણનાર છે, કાંઈક કડવું છે, રુચિ આપનાર છે, પ્રિય લાગે એવું છે, સુગંધી છે અને ચીકણું નથી. ૧૦૨

वसिरं शीतपाक्यं च सारुष्करनिबन्धनम् ।
विष्टम्भि दुर्जरं रूक्षं शीतलं वातकोपनम् ॥
विपाके मधुरं चापि रक्तपित्तप्रणाशनम् ॥१०३॥

### અઘેડાનાં ફળ, બળદાણાનાં ફળ અને ભિલામાનાં દીટિયાંના ગુણો

અઘેડાનાં ફળ, બળદાણા અને ભિલામાંનું દીટીયું, કબજિયાત કરનારાં છે, માંડ પચે એવાં છે, રૂક્ષ છે, શીતલ છે, વાયુને પ્રકુપિત કરનારાં છે અને રક્તપિત્તનો નાશ કરનારાં છે ૧૦૩

शीतं कषायं मधुरं टङ्कं मारुतकृद्गुरु ॥ १०४ ॥

### ટંકનામના ગુણો

ટંકફળ (કાશ્મિરમાં થતું ફળ) ટાઢું છે, તૂરું છે, મધુર છે, વાયુ કરનાર છે અને ભારે છે. ૧૦૪

स्निग्धोष्णं तिक्तमधुरं वातश्लैष्मिकमैङ्गुदम् ॥ १०५॥

---

૧ અભિષુક તથા નિચુલના ગુજરાતી પર્યાયો મળ્યા નથી.

કફ કરનાર છે અને ભારે છે. ૮૮

कफानिलहरं तीक्ष्णं स्निग्धं संग्राहि दीपनम् ।
कटुतिक्तकषायोष्णं बालं बिल्वमुदाहृतम् ॥
तदेव विद्यात्सम्पक्कं मधुरानुरसं गुरु ।
विदाहि विष्टम्भकरं दोषकृत्पूतिमारुतम् ॥ ८९ ॥

## બીલાંના વિશેષ ગુણો

કાચુ બીલુ કફ તથા વાયુને હણનાર છે, તીક્ષ્ણ છે, સ્નિગ્ધ છે, દસ્તને સૂકવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીખૂ, કડવૂ તથા તૂરુ છે અને ઉષ્ણવીર્યવાળુ છે પાકુ બીલુ પેટામાં મધુરરસવાળુ છે, ભારે છે, ઘણીવારે પચનારુ હોવાથી બળતરા કરનાર છે, દસ્તને કબજિયાત કરનાર છે, સુગંધી પવનવાળુ છે અને દોષોને ઉત્પન્ન કરનાર છે ૮૯

बिम्बीफलं स्वादु शीतं स्तन्यकृत्कफपित्तजित् ।
तृड्दाहज्वरपित्तासृक्कासश्वासक्षयापहम् ॥ ९० ॥

## ઘોલી તથા સાગના ફળના વિશેષ ગુણો

ઘોલીનુ ફળ તથા સાગનુ ફળ ધાવણ વધારનાર છે, કફ તથા પિત્તને જીતનાર છે, અને તૃષા, દાહ, જ્વર, પિત્ત, રુધિર, ખાસી, શ્વાસ તથા ક્ષયને મટાડનાર છે ૯૦

तालनारिकेलपनसमोचप्रभृतीनि ॥
स्वादुपाकरसान्याहुर्वातपित्तहराणि च ॥
बलप्रदानि स्निग्धानि बृंहणानि हिमानि च ॥ ९१ ॥

## તાડી વગેરેના ફળો અને તેના સામાન્ય ગુણો

તાડીનુ ફળ, નાળિયેર, ફણસ તથા કેળાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે

એ ફળો રસમા તથા પાકમા મધુર છે, વાયુ તથા પિત્તને હરનારા છે, બળ આપનારા છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનારા છે અને ટાઢા છે ૯૧

फलं स्वादुरसं तेषां तालजं गुरु पित्तजित् ।
[illegible] ॥ ९२ ॥

## તાડીના ફળના તથા બીજના વિશેષ ગુણો

એમાં તાડીનુ ફળ મધુરરસવાળુ છે, ભા છે અને પિત્તને જીતનાર છે, તાડીના ફળનુ બીજ પાકમા મધુર છે, મૂત્રને વધારનાર છે અને વાયુ તથા પિત્તને જીતનાર છે ૯૨

नारिकेलं गुरु स्निग्धं पित्तघ्नं स्वादु शीतलम् ।
बलमांसप्रदं हृद्यं बृंहणं बस्तिशोधनम् ॥ ९३ ॥

## નાળિયેરના વિશેષ ગુણો

નાળિયેરીનુ ફળ ભારે છે, સ્નિગ્ધ છે, પિત્તને હણનાર છે, મધુર છે, ટાઢુ છે, બળ તથા માસ વધારનાર છે, હૃદયને પ્રિય લાગે એવુ છે, પુષ્ટિ આપનાર છે, અને મૂત્રાશયને સ્વચ્છ કરનાર છે ૯૩

पनसं सकषायं तु स्निग्धं स्वादुरसं गुरु ॥ ९४ ॥

## ફણસના વિશેષ ગુણો

ફણસ પેટામા તૂરારસવાળુ છે, સ્નિગ્ધ છે, મધુર છે અને ભારે છે ૯૪

मोचं स्वादुरसं प्रोक्तं कषायं नातिशीतलम् ।
रक्तपित्तहरं वृष्यं रुच्यं श्लेष्मकरं गुरु ॥ ९५ ॥

## કેળાનાં વિશેષ ગુણો

કેળુ મધુરરસવાળુ છે, તૂરુ છે, બહુ ટાઢુ નથી, રક્તપિત્ત હરનાર છે, વીર્ય વધારનાર છે, રુચિકારક છે, કફ કરનાર છે અને ભારે છે ૯૫

द्राक्षाकाश्मर्यमधूकपुष्पखर्जूरप्रभृतीनि ॥
रक्तपित्तहराण्याहुर्गुरूणि मधुराणि च ॥ ९६ ॥

## દ્રાક્ષ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

દ્રાક્ષ, સીવણનુ ફળ, મહુડાનુ ફૂલ, મહુડાનુ ફળ અને ખજૂર વગેરેના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે

તેઓ રક્તપિત્તને હરનારા છે, ભારે છે અને

એ સઘળાં ફળો ટાઢાં છે, કફ તથા પિત્તને હરનારાં છે, દ્રવને સૂકાવનારાં છે, રૂક્ષ છે અને તૂરાં તથા મધુર છે. ૭૮

क्षीरवृक्षफलं तेषां गुरु विष्टम्भि शीतलम् ।
कषायं मधुरं साम्लं नाति मारुतकोपनम् ॥७९॥

### ક્ષીરવૃક્ષોનાં ફળોના વિશેષ ગુણો

ક્ષીરવૃક્ષોનાં ફળો ભારે છે, પેટમાં ગડગડાટ કરનારાં છે, ટાઢાં છે, તૂરાં છે, મધુર છે, ખટાશવાળાં છે અને વાયુને જરાક પ્રકુપિત કરનારાં છે. ૭૯

अत्यर्थं वातलं ग्राहि जाम्बवं कफपित्तजित् ॥ ८० ॥

### જાંબુના ફળના વિશેષ ગુણો

જાંબુનું ફળ અત્યંત વાયુ કરનાર છે, દસ્તને સૂકવનાર છે અને કફ તથા પિત્તને જીતનાર છે. ૮૦

स्निग्धं स्वादु कषायं च राजादनफलं गुरु ॥ ८१ ॥

### રાણના ફળના વિશેષ ગુણો

રાણનું ફળ સ્નિગ્ધ છે, મધુર છે, તૂરું છે, અને ભારે છે. ૮૧

कषायं मधुरं रूक्षं तोदनं कफवातजित् ।
अम्लोष्णं लघु संग्राहि स्निग्धं पित्ताग्निवर्द्धनम् ॥८२॥

### ખખાઈ આંબલીના ફળના ગુણો

ખખાઈ આંબલીનું ફળ તૂરું છે, મધુર છે, રૂક્ષ છે, કફ તથા વાયુને જીતનાર છે, ખાટું છે, ઉષ્ણ છે, હલકું છે, દસ્તને સૂકવનાર છે, સ્નિગ્ધ છે અને પિત્ત તથા અગ્નિને વધારનાર છે. ૮૨

आमं कषायं संग्राहि तिन्दुकं वातकोपनम् ।
विपाके गुरु संपक्वं मधुरं कफपित्तजित् ॥ ८३ ॥

### ટીંબરુના ફળના વિશેષ ગુણો

ટીંબરુનું કાચું ફળ તૂરું છે, દસ્તને સૂકવનાર છે અને વાયુને પ્રકુપિત કરનાર છે. ટીંબરુનું પાકું ફળ વિપાકમાં ભારે છે, મધુર છે અને કફ તથા પિત્તને જીતનાર છે. ૮૩

मधुरं च कषायं च स्निग्धं संग्राहि चाकुलम् ।
स्थिरीकरं च दन्तानां विशदं फलमुच्यते ॥ ८४ ॥

### બોલસરીના ફળના વિશેષ ગુણો

બોલસરીનું ફળ મધુર છે, તૂરું છે, સ્નિગ્ધ છે, દાંતને મજબૂત કરનાર છે, દસ્તને સૂકવનાર છે અને ચીકણું નથી. ૮૪

कषायं च हिमं स्वादु धान्वनं कफवातजित् ।
तद्वद्राङ्गेरुकं विद्यादश्मन्तकफलानि च ॥ ८५ ॥

### ધાવડા, ગંગેટી અને આસોંદરાનાં ફળના વિશેષ ગુણો

ધાવડાનાં ફળ, ગંગેટીનાં ફળ અને આસોંદરાનાં ફળ તૂરાં છે, ટાઢાં છે અને કફ તથા વાયુને ટાળનારાં છે. ૮૫

विष्टम्भि मधुरं स्निग्धं फल्गुजं तर्पणं गुरु ॥ ८६ ॥

### અંજીરના વિશેષ ગુણો

અંજીર પેટમાં ગડગડાટ કરાનારું છે, મધુર છે, સ્નિગ્ધ છે, તૃપ્તિ આપનાર છે અને ભારે છે. ૮૬

अत्यम्लमीषन्मधुरं कषायानुरसं लघु ।
वातघ्नं पित्तजननमामं विद्यात्परूषकम् ॥
तदेव पक्वं मधुरं वातपित्तनिबर्हणम् ।
विपाके मधुरं शीतं रक्तपित्तप्रसादनम् ॥ ८७ ॥

### ફાલસાના વિશેષ ગુણો

કાચું ફાલસું અત્યંત ખાટું છે, જરાક મધુર છે, પેટમાં તૂરા રસવાળું છે, હલકું છે, વાયુને હણનાર છે, અને પિત્તને ઉત્પન્ન કરનાર છે. પાકું ફાલસું મધુર છે, વાયુ તથા પિત્તને ટાળનાર છે, વિપાકમાં મધુર છે, ટાઢું છે અને રુધિર તથા પિત્તને સ્વચ્છ કરનાર છે. ૮૭

पौष्करं स्वादु विष्टम्भि बल्यं कफकरं गुरु ॥ ८८ ॥

### પુષ્કરવર્ત્તિના વિશેષ ગુણો

પુષ્કરવર્ત્તિ મધુર છે, ઘણીવારે પચનારી હોવાથી ગડગડાટ કરે છે, બળ આપનાર છે,

### ઓટના ફળના વિશેષ ગુણો

ઓટનુ ફળ પ્રિય લાગે એવુ છે, મધુર છે, તૂરુ તથા ખાટુ છે, મુખને સ્વચ્છ કરનાર છે, પિત્ત તથા કફ હરનાર છે, દસ્તને સૂકવનાર છે, ભારે છે, પેટમા ગડગડાટ કરનાર છે અને ટાઢું છે ૭૧

पारावत समधुर रुच्यमत्यग्निवातनुत् ॥७२॥

### અનનાસના વિશેષ ગુણો

અનનાસ મધુર છે, રુચિ કરનાર છે અને અગ્નિ તથા વાયુને અત્યત ટાળનાર છે ૭૨

गरदोषहर नीप प्राचीनामलक तथा ॥७३॥

### કદંબનાં ફળ તથા પાણીઆમળાંના વિશેષ ગુણો

કદબના ફળ ઝેરના દોષને હરે છે અને પાણીઆમળાં પણ તેવા જ ગુણોવાળાં છે ૭૩

वातापह तिन्तिडीकमाम पित्तबलासकृत् ।
ग्राह्युष्ण दीपन रुच्य सपक्व कफवातनुत् ॥
तस्मादल्पान्तरगुण कोशाम्रफलमुच्यते ।
अम्लिकाया फल पक्व तद्वद्भेदि तु केवलम् ॥७४॥

### કોકમ, પહાડી આંબાનાં ફળ તથા આબલીનાં ફળના વિશેષ ગુણો

કાચુ કોકમ વાયુને હણનાર છે અને પિત્ત તથા કફ કરનાર છે પાકુ કોકમ દસ્તને સૂકવનાર છે, ઉષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે અને કફ તથા વાયુ ટાળનાર છે પહાડી આબાનાં ફળ કોકમ કરતાં થોડા જ ઓછા ગુણોવાળા છે આબલીનુ પાકુ ફળ પણ એવુ જ છે, પરતુ મળને પાડનાર છે ૭૪

अम्ल समधुर हृद्य विशद भक्तरोचनम् ।
वातघ्न दुर्जर प्रोक्त नारङ्गस्य फल गुरु ॥७५॥

### નારંગીના વિશેષ ગુણો

નારગીનુ ફળ ખાટુ છે, મધુર છે, પ્રિય લાગે એવુ છે, ચીકાશવાળુ નથી, અન્ન ઉપર રુચિ કરાવનાર છે, વાયુને હણનાર છે, માંડ પચે એવુ છે અને ભારે છે[1] ૭૫

तृष्णाशूलकफोत्क्लेशच्छर्दिश्वासनिवारणम् ।
वातश्लेष्मविबन्धघ्न जम्बीर गुरु पित्तकृत् ॥७६॥

### ખાટા લીંબુના વિશેષ ગુણો

ખાટુ લીબુ વાયુ, કફ તથા મળબધને તોડનાર છે, ભારે છે, પિત્ત કરનાર છે અને તરશ, શૂળ, કફનો વધારો, ઊલટી તથા શ્વાસને મટાડનાર છે ૭૬

ऐरावत दन्तशठमम्ल शोणितपित्तकृत् ॥७७॥

### દોડીંગા લીંબુના ગુણો

દોડીગુ લીબુ ખાટુ છે અને રુધિર તથા પિત્ત વધારનાર છે. ૭૭

क्षीरवृक्षफलजाम्बवराजादनतोदनशीतफलतिन्दु-
कबकुल धन्वनारमन्तकाश्वकर्णफल्गुपरूषकगाङ्गेरुकी-
पुष्करव-र्तिबिल्वबिम्बीप्रभृतीनि ॥
फलान्येतानि शीतानि कफपित्तहराणि च ।
सग्राहकाणि रूक्षाणि कषायमधुराणि च ॥७८॥

### ક્ષીરવૃક્ષાદિકનાં ફળો અને તેમના સામાન્ય ગુણો

વડ, ઉબરો, પીપળો તથા પીપર ઇત્યાદિ ક્ષીરવૃક્ષોના ફળો, જાબુ, રાણ, બખાઈઆબનીના ફળ, શીતફળ (રાનણ આમલી અથવા કાશ્મીરી આબલી), ટીબરુ, બોલસરીના ફળ, ધાવડાના ફળ, આસોદરાના ફળ, અશ્વકર્ણ (રાળના ઝાડના ફળ), અજીર, ફાલસા, ગગેટીનાં ફળ, પુષ્કરવર્તિ (અપ્રસિદ્ધ), બીલા અને ઘોલા વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે

[1] તેમા મળ શર્કરા છે તેથી બળપ્રદ છે તે વાત અડી પણ કબૂલ કરેલ છે પરતુ તે કેટલા પ્રમાણમા ગ્રહણીમાથી લીવરમા જઈ સર્વાગમા પહોચી શકે તેમ છે તેનું ધ્યાન અન્ય વિનાનોમા ખેચાયુ નથી ભારે-દુર્જર હોવાથી માનને અગ્નિ જ ન હોય તો ફળ-શર્કરાની શી કિમત? આ વિચારે મા। માટે નારગી નજ યોજવી જોઈએ પ્ર

तेषां द्राक्षा सरा स्वर्या मधुरा स्निग्धशीतला
रक्तपित्तज्वरश्वासतृष्णादाहक्षयापहा ॥ ९७ ॥

## દ્રાક્ષના વિશેષ ગુણો

એમાં દ્રાક્ષ દસ્તને સારનાર છે, સ્વરને સારો કરનારી છે, મધુર છે, સ્નિગ્ધ છે, શીતલ છે અને રક્તપિત્ત, જ્વર, શ્વાસ, તરસ, દાહ તથા ક્ષય મટાડનારી છે. ૯૭

हृद्यं मूत्रविबन्धघ्नं पित्तासृग्वातनाशनम् ।
केश्यं रसायनं मेध्यं काश्मर्यं फलमुच्यते ॥ ९८ ॥

## સીવણના ફળના વિશેષ ગુણો

સીવણનું ફળ હૃદયને પ્રિય લાગે એવું છે, મૂત્રની અટકાયતને મટાડનાર છે, કેશો માટે સારું છે, રસાયન છે, બુદ્ધિ વધારનાર છે અને પિત્ત, રુધિરના રોગ તથા વાયુનો નાશ કરનાર છે. ૯૮

क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु ।
रसे पाके च मधुरं खार्जूरं रक्तपित्तजित् ॥ ९९ ॥

## ખજૂરના વિશેષ ગુણો

ખજૂર હૃદયને પ્રિય લાગે એવું છે, શીતળ છે, તૃપ્તિ આપનાર છે, ભારે છે, રસમાં તથા પાકમાં મધુર છે અને ક્ષત, ક્ષય તથા રક્તપિત્ત-મટાડનાર છે. ૯૯

बृंहणीयमहृद्यं च मधूककुसुमं गुरु ।
वातपित्तोपशमनं फलं तस्योपदिश्यते ॥ १०० ॥

## મહુડાના ફૂલના તથા ફળના વિશેષ ગુણો

મહુડાનું ફૂલ પુષ્ટિ આપનાર છે, હૃદયને પ્રિય લાગે એવું નથી અને ભારે છે. મહુડાનું ફળ વાયુ અને પિત્તને શાંત કરનાર છે. ૧૦૦

वाताभाक्षोडाभिषुकनिचुलपिचुनिकोचकोरुमाणप्रभृतीनि ॥
पित्तश्लेष्महराण्याहुः स्निग्धोष्णानि गुरूणि च ।
बृंहणान्यनिलघ्नानि बल्यानि मधुराणि च ॥१०१॥

## બદામ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

બદામ, અખરોટ, અભિષુક, નિચુલ,[1] કપાસના ડોડવા, પિસ્તાં તથા વાયવરણાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છેઃ

એ ફળો પિત્ત તથા કફ હણનારાં છે, સ્નિગ્ધ છે, ઉષ્ણવીર્યવાળાં છે, ભારે છે, પુષ્ટિ આપનારાં છે, વાયુને હણનારાં છે, બળ આપનારાં છે અને મધુર છે. ૧૦૧

कषायं कफपित्तघ्नं किंचित्तिक्तं रुचिप्रदम् ।
हृद्यं सुगन्धि विशदं लवलीफलमुच्यते ॥ १०२ ॥

## હરફારેવડી (ખાટી આમળી)ના વિશેષ ગુણો

હરફારેવડીનું ફળ તૂરું છે, કફ તથા પિત્તને હણનાર છે, કાંઈક કડવું છે, રુચિ આપનાર છે, પ્રિય લાગે એવું છે, સુગંધી છે અને ચીકણું નથી. ૧૦૨

वस्तिरं शीतपाक्यं च सारुष्करनिबन्धनम् ।
विष्टम्भि दुर्जरं रूक्षं शीतलं वातकोपनम् ॥
विपाके मधुरं चापि रक्तपित्तप्रणाशनम् ॥१०३॥

## અઘેડાનાં ફળ, બળદાણાનાં ફળ અને ભિલામાનાં દીટિયાંના ગુણો

અઘેડાનાં ફળ, બળદાણા અને ભિલામાંનું દીટીયું, કબજિયાત કરનારાં છે, માંડ પચે એવાં છે, રૂક્ષ છે, શીતલ છે, વાયુને પ્રકુપિત કરનારાં છે અને રક્તપિત્તનો નાશ કરનારાં છે ૧૦૩

शीतं कषायं मधुरं टङ्कं मारुतकृद्गुरु ॥ १०४ ॥

## ટંકનામના ગુણો

ટંકફળ (કાશ્મિરમાં થતું ફળ) ટાઢું છે, તૂરું છે, મધુર છે, વાયુ કરનાર છે અને ભારે છે. ૧૦૪

स्निग्धोष्णं तिक्तमधुरं वातश्लैष्मिकमैङ्गुदम् ॥ १०५॥

---

[1] અભિષુક તથા નિચુલના ગુજરાતી પર્યાયો મળ્યા નથી.

કફ કરનાર છે અને ભારે છે. ૮૮

कफानिलहरं तीक्ष्णं स्निग्धं संग्राहि दीपनम् ।
कटुतिक्तकषायोष्णं बाले बिल्वमुदाहृतम् ॥
तदेव विद्यात्सम्पक्वं मधुरानुरसं गुरु ।
विदाहि विष्टम्भकरं दोषकृत्पूतिमारुतम् ॥८९॥

## બીલાંના વિશેષ ગુણો

કાચું બીલું કફ તથા વાયુને હણનાર છે, તીક્ષ્ણ છે, સ્નિગ્ધ છે, દસ્તને સૂકવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીખું, કડવું તથા તૂરું છે અને ઉષ્ણવીર્યવાળું છે. પાકું બીલું પેટામાં મધુરરસવાળું છે, ભારે છે, ઘણીવારે પચનારું હોવાથી બળતરા કરનાર છે, દસ્તને કબજિયાત કરનાર છે, સુગંધી પવનવાળું છે અને દોષોને ઉત્પન્ન કરનાર છે. ૮૯

बिम्बीफलं स्वादु शीतं गुरु पित्तास्रदाहजित् ।
तृड्दाहज्वरपित्तास्रकासश्वासक्षयापहम् ॥ ९० ॥

## ઘોલી તથા સાગના ફળના વિશેષ ગુણો

ઘોલીનું ફળ તથા સાગનું ફળ ધાવણ વધારનાર છે, કફ તથા પિત્તને જીતનાર છે, અને તૃષા, દાહ, જ્વર, પિત્ત, રુધિર, ખાંસી, શ્વાસ તથા ક્ષયને મટાડનાર છે. ૯૦

तालनारिकेलपनसमौचप्रभृतीनि ॥
स्वादुपाकरसान्याहुर्वातपित्तहराणि च ॥
बलप्रदानि स्निग्धानि बृंहणानि हिमानि च॥९१॥

## તાડી વગેરેનાં ફળો અને તેના સામાન્ય ગુણો

તાડીનું ફળ, નાળિયેર, ફણસ તથા કેળાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે.

એ ફળો રસમાં તથા પાકમાં મધુર છે, વાયુ તથા પિત્તને હરનારાં છે, બળ આપનારાં છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનારાં છે અને ટાઢાં છે. ૯૧

फलं स्वादुरसं तेषां तालजं गुरु पित्तजित् ।
तद्बीजं स्वादुपाकं च मूत्रलं वातपित्तजित् ॥ ९२ ॥

## તાડીના ફળના તથા બીજના વિશેષ ગુણો

એમાં તાડીનું ફળ મધુરરસવાળું છે, ભારે છે અને પિત્તને જીતનાર છે; તાડીના ફળનું બીજ પાકમાં મધુર છે, મૂત્રને વધારનાર છે અને વાયુ તથા પિત્તને જીતનાર છે. ૯૨

नारिकेलं गुरु स्निग्धं पित्तघ्नं स्वादु शीतलम् ।
बलमांसप्रदं हृद्यं बृंहणं बस्तिशोधनम् ॥ ९३ ॥

## નાળિયેરના વિશેષ ગુણો

નાળિયેરીનું ફળ ભારે છે, સ્નિગ્ધ છે, પિત્તને હણનાર છે, મધુર છે, ટાઢું છે, બળ તથા માંસ વધારનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે, પુષ્ટિ આપનાર છે, અને મૂત્રાશયને સ્વચ્છ કરનાર છે. ૯૩

पनसं सकषायं तु स्निग्धं स्वादुरसं गुरु ॥९४॥

## ફણસના વિશેષ ગુણો

ફણસ પેટામાં તૂરારસવાળું છે, સ્નિગ્ધ છે, મધુર છે અને ભારે છે. ૯૪

मौचं स्वादुरसं प्रोक्तं कषायं नातिशीतलम्
रक्तपित्तहरं वृष्यं रुच्यं श्लेष्मकरं गुरु ॥९५॥

## કેળાનાં વિશેષ ગુણો

કેળું મધુરરસવાળું છે, તૂરું છે, બહુ ટાઢું નથી, રક્તપિત્ત હરનાર છે, વીર્ય વધારનાર છે, રુચિકારક છે, કફ કરનાર છે અને ભારે છે. ૯૫

द्राक्षाकाश्मर्यमधूकपुष्पखर्जूरप्रभृतीनि ॥
रक्तपित्तहराण्याहुर्गुरूणि मधुराणि च ॥९६॥

## દ્રાક્ષ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

દ્રાક્ષ, સીવણનું ફળ, મહુડાનું ફૂલ, મહુડાનું ફળ અને ખજૂર વગેરેના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છેઃ

તેઓ રક્તપિત્તને હરનારાં છે, ભારે છે અને મધુર છે. ૯૬

तेषां द्राक्षा सरा स्वर्या मधुरा स्निग्धशीतला
रक्तपित्तज्वरश्वासतृष्णादाहक्षयापहा ॥ ९७ ॥

### દ્રાક્ષના વિશેષ ગુણો

એમાં દ્રાક્ષ દસ્તને સારનાર છે, સ્વરને સારો કરનારી છે, મધુર છે, સ્નિગ્ધ છે, શીતલ છે અને રક્તપિત્ત, જ્વર, શ્વાસ, તરસ, દાહ તથા ક્ષય મટાડનારી છે. ૯૭

हृद्यं मूत्रविबन्धघ्नं पित्तासृग्वातनाशनम् ।
केश्यं रसायनं मेध्यं काश्मर्यं फलमुच्यते ॥ ९८ ॥

### સીવણના ફળના વિશેષ ગુણો

સીવણનું ફળ હૃદયને પ્રિય લાગે એવું છે, મૂત્રની અટકાયતને મટાડનાર છે, કેશો માટે સારું છે, રસાયન છે, બુદ્ધિ વધારનાર છે અને પિત્ત, રુધિરના રોગ તથા વાયુનો નાશ કરનાર છે. ૯૮

क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु ।
रसे पाके च मधुरं खार्जूरं रक्तपित्तजित् ॥ ९९ ॥

### ખજૂરના વિશેષ ગુણો

ખજૂર હૃદયને પ્રિય લાગે એવું છે, શીતળ છે, તૃપ્તિ આપનાર છે, ભારે છે, રસમાં તથા પાકમાં મધુર છે અને ક્ષત, ક્ષય તથા રક્તપિત્ત-મટાડનાર છે. ૯૯

बृंहणीयमहृद्यं च मधूककुसुमं गुरु ।
वातपित्तोपशमनं फलं तस्योपदिश्यते ॥ १०० ॥

### મહુડાના ફૂલના તથા ફળના વિશેષ ગુણો

મહુડાનું ફૂલ પુષ્ટિ આપનાર છે, હૃદયને પ્રિય લાગે એવું નથી અને ભારે છે. મહુડાનું ફળ વાયુ અને પિત્તને શાંત કરનાર છે. ૧૦૦

वातामाक्षोडाभिषुकनिचुलपिचुनिकोचकोरुमाणप्रभृतीनि ॥
पित्तश्लेष्महराण्याहुः स्निग्धोष्णानि गुरूणि च ।
बृंहणान्यनिलघ्नानि बल्यानि मधुराणि च ॥ १०१ ॥

### બદામ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

બદામ, અખરોટ, અભિષુક, નિચુલ,[1] કપાસના ડોડવા, પિસ્તાં તથા વાયવરણાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છેઃ

એ ફળો પિત્ત તથા કફ હણનારાં છે, સ્નિગ્ધ છે, ઉષ્ણવીર્યવાળાં છે, ભારે છે, પુષ્ટિ આપનારાં છે, વાયુને હણનારાં છે, બળ આપનારાં છે અને મધુર છે. ૧૦૧

कषायं कफपित्तघ्नं किंचित्तिक्तं रुचिप्रदम् ।
हृद्यं सुगन्धि विशदं लवलीफलमुच्यते ॥ १०२ ॥

### હરફારેવડી (ખાટી આમળી)ના વિશેષ ગુણો

હરફારેવડીનું ફળ તૂરું છે, કફ તથા પિત્તને હણનાર છે, કાંઈક કડવું છે, રુચિ આપનાર છે, પ્રિય લાગે એવું છે, સુગંધી છે અને ચીકણું નથી. ૧૦૨

वसिरं शीतपाक्यं च सारुष्करनिबन्धनम् ।
विष्टम्भि दुर्जरं रूक्षं शीतलं वातकोपनम् ॥
विपाके मधुरं चापि रक्तपित्तप्रणाशनम् ॥ १०३ ॥

### અઘેડાનાં ફળ, બળદાણાનાં ફળ અને ભિલામાનાં દીટિયાંના ગુણો

અઘેડાનાં ફળ, બળદાણા અને ભિલામાંનું દીટીયું, કબજિયાત કરનારાં છે, માંડ પચે એવાં છે, રૂક્ષ છે, શીતલ છે, વાયુને પ્રકુપિત કરનારાં છે અને રક્તપિત્તનો નાશ કરનારાં છે ૧૦૩

शीतं कषायं मधुरं टङ्कं मारुतकृद्गुरु ॥ १०४ ॥

### ટંકનામના ગુણો

ટંકફળ (કાશ્મિરમાં થતું ફળ) ટાઢું છે, તૂરું છે, મધુર છે, વાયુ કરનાર છે અને ભારે છે. ૧૦૪

स्निग्धोष्णं तिक्तमधुरं वातश्लैष्मिकमैङ्गुदम् ॥ १०५ ॥

---

[1] અભિષુક તથા નિચુલના ગુજરાતી પર્યાયો મળ્યા નથી.

કફ કરનાર છે અને ભારે છે. ૮૮

कफानिलहरं तीक्ष्णं स्निग्धं संग्राहि दीपनम् ।
कटुतिक्तकषायोष्णं बालं बिल्वमुदाहृतम् ॥
तदेव विद्यात्सम्पक्वं मधुरानुरसं गुरु ।
विदाहि विष्टम्भकरं दोषकृत्पूतिमारुतम् ॥८९॥

### બીલાંના વિશેષ ગુણો

કાચું બીલું કફ તથા વાયુને હણનાર છે, તીક્ષ્ણ છે, સ્નિગ્ધ છે, દસ્તને સૂકવનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીખું, કડવું તથા તૂરું છે અને ઉષ્ણવીર્યવાળું છે. પાકું બીલું પેટામાં મધુરરસવાળું છે, ભારે છે, ઘણીવારે પચનારું હોવાથી બળતરા કરનાર છે, દસ્તને કબજિયાત કરનાર છે, સુગંધી પવનવાળું છે અને દોષોને ઉત્પન્ન કરનાર છે. ૮૯

बिम्बीफलं स्राश्रकर्णं स्तन्यकृत्कफपित्तजित् ।
तृड्दाहज्वरपित्तासृक्कासश्वासक्षयापहम् ॥ ९० ॥

### ઘોલી તથા સાગના ફળના વિશેષ ગુણો

ઘોલીનું ફળ તથા સાગનું ફળ ધાવણ વધારનાર છે, કફ તથા પિત્તને જીતનાર છે, અને તૃષા, દાહ, જ્વર, પિત્ત, રુધિર, ખાંસી, શ્વાસ તથા ક્ષયને મટાડનાર છે. ૯૦

तालनारिकेलपनसमोचप्रभृतीनि ॥
स्वादुपाकरसान्याहुर्वातपित्तहराणि च ॥
बलप्रदानि स्निग्धानि बृंहणानि हिमानि च ॥ ९१ ॥

### તાડી વગેરેનાં ફળો અને તેના સામાન્ય ગુણો

તાડીનું ફળ, નાળિયેર, ફણસ તથા કેળાં વગેરે ફળોના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે.

એ ફળો રસમાં તથા પાકમાં મધુર છે, વાયુ તથા પિત્તને હરનારાં છે, બળ આપનારાં છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનારાં છે અને ટાઢાં છે. ૯૧

फलं स्वादुरसं तेषां तालजं गुरु पित्तजित् ।
तद्वीजं स्वादुपाकं च मूत्रलं वातपित्तजित् ॥ ९२ ॥

### તાડીના ફળના તથા બીજના વિશેષ ગુણો

એમાં તાડીનું ફળ મધુરરસવાળું છે, ભારે છે અને પિત્તને જીતનાર છે; તાડીના ફળનું બીજ પાકમાં મધુર છે, મૂત્રને વધારનાર છે અને વાયુ તથા પિત્તને જીતનાર છે. ૯૨

नारिकेलं गुरु स्निग्धं पित्तघ्नं स्वादु शीतलम् ।
बलमांसप्रदं हृद्यं बृंहणं बस्तिशोधनम् ॥ ९३ ॥

### નાળિયેરના વિશેષ ગુણો

નાળિયેરીનું ફળ ભારે છે, સ્નિગ્ધ છે, પિત્તને હણનાર છે, મધુર છે, ટાઢું છે, બળ તથા માંસ વધારનાર છે, હૃદયને પ્રિય લાગે એવું છે, પુષ્ટિ આપનાર છે, અને મૂત્રાશયને સ્વચ્છ કરનાર છે. ૯૩

पनसं सकषायं तु स्निग्धं स्वादुरसं गुरु ॥ ९४ ॥

### ફણસના વિશેષ ગુણો

ફણસ પેટામાં તૂરારસવાળું છે, સ્નિગ્ધ છે, મધુર છે અને ભારે છે. ૯૪

मोचं स्वादुरसं प्रोक्तं कषायं नातिशीतलम् ।
रक्तपित्तहरं वृष्यं रुच्यं श्लेष्मकरं गुरु ॥ ९५ ॥

### કેળાંનાં વિશેષ ગુણો

કેળું મધુરરસવાળું છે, તૂરું છે, બહુ ટાઢું નથી, રક્તપિત્ત હરનાર છે, વીર્ય વધારનાર છે, રુચિકારક છે, કફ કરનાર છે અને ભારે છે. ૯૫

द्राक्षाकाश्मर्यमधूकपुष्पखर्जूरप्रभृतीनि ॥
रक्तपित्तहराण्याहुर्गुरूणि मधुराणि च ॥ ९६ ॥

### દ્રાક્ષ વગેરે ફળો અને તેઓના સામાન્ય ગુણો

દ્રાક્ષ, સીવણનું ફળ, મહુડાનું ફૂલ, મહુડાનું ફળ અને ખજૂર વગેરેના સામાન્ય ગુણો નીચે પ્રમાણે છે:

તેઓ રક્તપિત્તને હરનારાં છે, ભારે છે અને મધુર છે. ૯૬

છે, રૂક્ષ છે, મુખની ચીકાશને તથા મેલને ટાળનાર છે, તૂરું છે, જરાક મધુર છે અને કાંઈક દસ્ત લગાડનાર છે. ૧૧૫

जातीकोशोऽथ कर्पूरं जातीकटुकयोः फलम् ।
कक्कोलकं लवङ्गं च तिक्तं कटु कफापहम् ॥
लघु तृष्णापहं वक्त्रक्लेददौर्गन्ध्यनाशनम् ॥११६॥

### જાવંત્રી, કપૂર, જાયફળ, નાનો ચણકબાબ અથવા લતાકસ્તૂરી, મોટો ચણકબાબ અને લવિંગના સામાન્ય ગુણો

જાવંત્રી, કપૂર, જાયફળ, નાનો ચણકબાબ અથવા લતાકસ્તૂરીનું ફળ, મોટો ચણકબાબ અને લવિંગ કડવાં છે, તીખાં છે, કફ તથા તરસને ટાળનારાં છે, હલકાં છે અને મુખની ચીકાશને તથા દુર્ગંધપણાને નષ્ટ કરનારાં છે. ૧૧૬

सतिक्तः सुरभिः शीतः कर्पूरो लघुलेखनः ।
तृष्णायां मुखशोषे च वैरस्ये चापि पूजितः ॥११७॥

### કપૂરના વિશેષ ગુણો

કપૂર કડવાશવાળું છે, સુગંધી છે, શીતલ છે, હલકું છે, કફનું લેખન કરનાર છે, અને તરશ, મુખનો શોષ અને મુખના વિરસપણા ઉપર બહુ સારું છે. ૧૧૭

लताकस्तूरिका तद्वच्छीता बस्तिविशोधनी ॥११८॥

### લતાકસ્તૂરીના વિશેષ ગુણો

લતાકસ્તૂરી પણ કપૂર જેવી જ છે, શીતલ છે અને મૂત્રાશયને શુદ્ધ કરનારી છે. (આ લતાકસ્તૂરી દક્ષિણ દેશમાં થાય છે એમ ગ્રંથકારો લખે છે, પણ તે કોઈ જગ્યાએ વાપરવામાં કે દેખવામાં આવી નથી.) ૧૧૮

प्रियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ।
बैभीतको मदकरः कफमारुतनाशनः ॥
कषायमधुरो मज्जा कोलानां पित्तनाशनः ।
तृष्णाच्छर्द्यनिलघ्नश्च तद्वच्चामलकस्य च ॥
बीजपूरकशम्याकमज्जा कोशाम्रमम्भवः ।
स्वादुपाकोऽग्निबलकृत्स्निग्धः पित्तानिलापहः ॥
यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् ।
तस्य तस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥११९॥

### ફળોની મજ્જાઓના ગુણો

ચારોળીની મજ્જા મધુર, વીર્ય વધારનાર, પિત્ત તથા વાયુને નષ્ટ કરનાર છે. બહેડાંની મજ્જા મદ કરનાર છે અને કફ તથા વાયુને નષ્ટ કરનાર છે. બોરની મજ્જા તૂરી ને મધુર છે, પિત્તને નષ્ટ કરનાર છે તથા તરશ, ઊલટી અને વાયુને પણ ટાળનાર છે. આમળાંની મજ્જામાં પણ બોરની મજ્જાના જેવા જ ગુણો છે. બિજોરું, ગરમાળાની શિંગ અને પહાડી આંબાનાં ફળોની મજ્જા મધુર પાકવાળી છે, અગ્નિ તથા બળને વધારનારી છે, સ્નિગ્ધ છે અને પિત્ત તથા વાયુને નષ્ટ કરનાર છે.

જે જે ફળનું જેવું જેવું વીર્ય હોય, તે તે વીર્ય પ્રમાણે, તે તે ફળની મજ્જાના ગુણો પણ કહેવા. ૧૧૯

फलेषु परिपक्वं यद्गुणवत्तदुदाहृतम् ।
बिल्वादन्यत्र विज्ञेयमामं तद्धि गुणोत्तरम् ॥
ग्राह्युष्णं दीपनं तद्धि कषायं कटु तिक्तकम् ॥१२०॥

### બીલાં સિવાય પાકેલાં ફળો ગુણકારી છે

ફળોમાં જે પરિપક્વ ફળ હોય, તેને ગુણકારી સમજવું; પણ બીલું કાચું ગુણકારી સમજવું. કાચું બીલું દસ્તને રૂકવનાર, અગ્નિને દીપ્ત કરનાર, તૂરું, તીખું અને કડવું હોવાથી વિશેષ ગુણકારી છે. ૧૨૦

व्याधितं कृमिजुष्टं च पाकातीतमकालजम् ।
वर्जनीयं फलं सर्वमपर्यागतमेव च ॥१२१॥

इति फलवर्गः ।

### કેવાં ફળનો ત્યાગ કરવો?

જે ફળ વ્યાધિવાળું, કીડાવાળું, જેનો પાકકાલ જતો રહ્યો હોય એવું, અયોગ્ય સમયમાં

શીર્ણવૃંત જાતની કાકડી કાંઈક ક્ષારપણા-વાળી છે, મધુર છે, કફ તોડનાર છે, દસ્ત પાડનાર છે, અગ્નિ દીપ્ત કરનાર છે, પ્રિય લાગે એવી છે, હલકી છે અને આફરો તથા મૂત્રાશયની પથરીના રોગને નષ્ટ કરે છે. ૧૨૮

विप्पलीमरिचशृङ्गवेरार्द्रकहिङ्गुजीरककुस्तुंबरुजम्बीरकसुमुखसुरसार्जकभूस्तृणसुगन्धककासमर्दककालमालकुठेरकक्षवकखरपुष्पशिग्रुमधुशिग्रुफणिज्झकसर्षपराजिकाकुलाहलवेणुगण्डीरतिलपर्णिकावर्षामूचित्रकमूलकपोतिकालशुनपलाण्डुकलायप्रभृतीनि ॥
कट्वन्युष्णानि रुच्यानि वातश्लेष्महराणि च ।
कृतान्नेषूपयुज्यन्ते संस्कारार्थमनेकधा ॥१२९॥

### પીપર તથા મરી વગેરેના સામાન્ય ગુણો

પીપર, મરી, સૂંઠ, આદું, હિંગ, જીરું, ધાણા, બખાઈ સૂકાં લીંબુ, તીખાં પાંદડાંવાળી તુલસી, જંગલી તુલસી, ક્ષુદ્ર તુલસી, ભૂસ્તૃણ, સુગંધક (એક જાતનું નાનું સુગંધી ખડ), કાસુંદરો, કાળી તુલસી, કુઠેરક (બીજી જાતની કાળી તુલસી), ક્ષવક (કાળા સર્ષપ), ખરપુષ્પ, સરગવો, રાતો સરગવો, મરવો, સર્ષપ, રાઈ, કુલાહલ (ગોરખમુંડી), વેણુ (વાંસ), ગંડીર (કડવું સૂરણ), તિલપર્ણિકા (તલવણી), સાટોડી, ચિત્રક, કોમળ મૂળા, લસણ, ડુંગળી–કાંદા અને વટાણા વગેરે પદાર્થો તીખા છે, ઉષ્ણ છે, રુચિકારક છે, વાયુ તથા કફ હરનારા છે અને એમાં કેટલાક રાંધેલાં અન્નોને વધાર વગેરે સંસ્કારો આપવાના કામમાં અનેક પ્રકારોથી ઉપયુક્ત થાય[1] છે. (આ પદાર્થોમાં જેઓના ગુજરાતી પર્યાયો મળ્યા નથી, તેઓનાં સંસ્કૃત નામો જ રાખ્યાં છે.) ૧૨૯

[1] આ પદાર્થોમાં કેટલાક પદાર્થો વધાર વગેરેમાં કામ આવે છે, કેટલાક શાકરૂપ છે, કેટલાક ઔષધિરૂપ છે અને કેટલાક આહારરૂપ છે. (ડલ્હન)

तेषां गुर्वी स्वादुशीता पिप्पल्यार्द्रा कफावहा ।
शुष्का कफानिलघ्नी सा वृष्या पित्ताविरोधिनी ।१३०

### પીપરના વિશેષ ગુણો

તેઓમાં લીલી પીપર ભારે, મધુર, શીત અને કફ કરનારી છે. સૂકી પીપર કફ તથા વાયુ હણનારી છે, વીર્ય વધારનારી છે અને પિત્તથી વિરુદ્ધ નથી. ૧૩૦

स्वादुपाक्यार्द्रमरिचं गुरु श्लेष्मप्रसेकि च ।
कटूष्णं लघु तच्छुष्कमवृष्यं कफवातजित् ॥
नात्युष्णं नातिशीतं च वीर्यतो मरिचं सितम् ।
गुणवन्मरिचेभ्यश्च चक्षुष्यं च विशेषतः ॥१३१॥

### મરીના વિશેષ ગુણો

લીલું મરી પાકમાં મધુર, ભારે અને મુખથી કફનો સ્રાવ કરાવનાર છે. સૂકું મરી તીખું, ઉષ્ણ, હલકું, વીર્ય માટે સારું નથી અને કફ તથા વાયુ જીતનાર છે. સફેદ મરી અત્યંત ઉષ્ણ વીર્ય નથી, અત્યંત શીત વીર્ય પણ નથી, સઘળાં મરીઓ કરતાં ઉત્તમ ગુણો-વાળું છે અને વિશેષે કરી નેત્રોનું હિત કરનાર છે. (કેટલાક કહે છે કે સરગવાનાં બીજ એ જ ધોળાં મરી છે.) ૧૩૧

नागरं कफवातघ्नं विपाके मधुरं कटु ।
वृष्योष्णं रोचनं हृद्यं सस्नेहं लघु दीपनम् ॥१३२॥

### સૂંઠના વિશેષ ગુણો

સૂંઠ કફ તથા વાયુને હણનાર છે, પાકમાં મધુર છે, તીખી છે, વીર્યને વધારનાર છે, ઉષ્ણ-વીર્યવાળી છે, રુચિ ઉપજાવનાર છે, પ્રિય લાગે એવી છે, કાંઈક સ્નિગ્ધ છે, આદુંથી હલકી છે અને અગ્નિને દીપ્ત કરનારી છે. ૧૩૨

कफानिलहरं स्वर्यं विबन्धानाहशूलनुत् ।
कटूष्णं रोचनं हृद्यं वृष्यं चैवार्द्रकं स्मृतम् ॥१३३॥

### આર્દ્રક (આદું)ના વિશેષ ગુણો

આ કફ તથા વાયુને હરનાર છે, સ્વરને સારો કરનાર છે, તીખું છે, ઉષ્ણવીર્ય છે,

ઉત્પન્ન થયેલું કે અપરિપક્વ હોય, તેનો ત્યાગ કરવો. ૧૨૧

शाकान्यत ऊर्ध्वं वक्ष्यामः। तत्र पुष्पफलाऽला बुकालिन्दकप्रभृतीनि ॥
पित्तघ्नान्यनिलं कुर्युस्तथा मन्दकफानि च ।
सृष्टमूत्रपुरीषाणि स्वादुपाकरसानि च ॥१२२॥

### શાકો તથા તેઓના સામાન્ય ગુણો

હવે શાકવર્ગ કહીએ છીએ: કોળું, દૂધીલું તથા તડબૂચ વગેરે શાકો કહેવાય છે.

સઘળાં શાકો પિત્તને હણનારાં છે, જરાક કફ કરનારાં છે, વિષ્ટા તથા મૂત્રને વિશેષ ઉત્પન્ન કરનારાં છે અને વિપાકમાં તથા રસમાં મધુર છે. ૧૨૨

पित्तघ्नं तेषु कूष्माण्डं बालं मध्यं कफावहम् ।
पक्वं लघूष्णं सक्षारं दीपनं बस्तिशोधनम् ।
सर्वदोषहरं हृद्यं पथ्यं चेतोविकारिणाम् ॥१२३॥

### કોળાંના વિશેષ ગુણો

શાકોમાં કાચું કોળું પિત્તને હણનાર છે, મધ્યમ-કાચુ પાકુ કફ કરનાર છે અને પાકેલું હલકું છે, ઉષ્ણવીર્યવાળું છે, કાંઈક ક્ષારતાવાળું છે, અગ્નિને દીપ્ત કરનાર છે, મૂત્રાશયને શુદ્ધ કરનાર છે, સર્વ દોષોને હરનાર છે, હૃદયને પ્રિય લાગે એવુ છે તથા ઉન્માદ વગેરે ચિત્તવિકારો ઉપર પથ્ય છે. ૧૨૩

दृष्टिशुक्रक्षयकरं कालिन्दं कफवातकृत् ॥१२४॥

### તડબૂચના વિશેષ ગુણો

તડબૂચ દૃષ્ટિનો તથા વીર્યનો ક્ષય કરનાર છે અને કફ તથા વાયુને વધારનાર છે. ૧૨૪

अलाबूर्भिन्नविट्का तु रूक्षा गुर्व्यतिशीतला ॥१२५॥

### દૂધીના વિશેષ ગુણો

દૂધી વિષ્ટાનું ભેદન કરનાર છે, રૂક્ષ છે, ભારે છે અને અત્યંત શીતલ છે. ૧૨૫

तिक्तालाबूरहृद्या तु वामनी वातपित्तजित् ॥१२६॥

### કડવી તૂંબડીના વિશેષ ગુણો

કડવી તૂંબડી હૃદયને અપ્રિય લાગે એવી છે, વમન કરાવનારી છે, વાયુ તથા પિત્તને જીતનારી છે. ૧૨૬

त्रपुसैर्वारुकर्कारुकशीर्णवृन्तप्रभृतीनि ॥
स्वादुतिक्तरसान्याहुः कफवातकराणि च ॥
सृष्टमूत्रपुरीषाणि रक्तपित्तहराणि च ॥१२७॥

### ત્રપુસ, એર્વારુક, કર્કારુક તથા શીર્ણવૃંત વગેરે કાકડીઓના[1] સામાન્ય ગુણો

ત્રપુસ, એર્વારુક, કર્કારુક તથા શીર્ણવૃંત વગેરે કાકડીઓની જાતોને સ્વાદિષ્ઠ, કડવા રસવાળી, કફ તથા વાયુને કરનાર, વિષ્ઠા તથા મૂત્રને પ્રવૃત્તિ આપનાર અને રક્તપિત્તને હરનાર કહે છે. ૧૨૭

बाले सुनीलं त्रपुसं तेषां पित्तहरं स्मृतम् ।
तत्पाण्डु कफकृज्जीर्णमम्लं वातकफापहम् ।
एर्वारुकं सकर्कारु सम्पक्वं कफवातकृत् ।।
सक्षारं मधुरं रुच्यं दीपनं नातिपित्तलम् ।
सक्षारं मधुरं चैव शीर्णवृन्तं कफापहम् ॥
भेदनं दीपनं हृद्यमानाहाष्ठीलनुल्लघु ॥१२८॥

### કાકડીઓના વિશેષ ગુણો

ત્રપુસ નામની કાકડી કાચી તથા અસંત નીલવર્ણવાળી હોય તો પિત્ત હરે છે, પાંડુ વર્ણવાળી હોય તો કફ કરે છે અને જૂની હોય તો ખાટી છે તથા વાયુ અને કફ ઉત્પન્ન કરે છે.

એર્વારુક અને કર્કારુક એ જાતની કાકડીઓ પાકી હોય તો કફ તથા વાયુ કરનાર છે, કાંઈક ક્ષારતાવાળી, મધુર, રુચિકારક, અગ્નિને દીપ્ત કરનાર અને જરાક પિત્ત કરનાર છે.

[1] કાકડીઓ ઘણી જાતની થાય છે, પણ તમા ત્રપુસ કઈ, કર્કારુ કઈ અને શીર્ણવૃંત કઈ એ જાતો શકાતું નથી. જેનું દીટિયું ખરી પડતું હોય તે શીર્ણવૃંત કહેવાય. ઉનાળુ કાકડીને એર્વારુ કહે છે.

### કાસુંદરાના વિશેષ ગુણો

કાસુંદરો મધુર છે, કફ તથા વાયુને હણે છે, પાચન છે, કંઠને શુદ્ધ કરે છે, કડવો છે અને વિશેષે કરી પિત્તને હણે છે. ૧૪૦

कटुः सक्षारमधुरः शिग्रुस्तिक्तोऽथ पित्तलः ।
मधुशिग्रुः सरस्तिक्तः शोफघ्नो दीपनः कटुः॥१४१॥

### સરગવાના તથા રાતા સરગવાના વિશેષ ગુણો

સરગવો તીખો છે, ક્ષાર સહિત મધુર રસવાળો છે અને કડવો છે. રાતો સરગવો પિત્ત કરનાર છે, દસ્ત લાવનાર છે, કડવો છે, સોજા ટાળનાર છે, અગ્નિ દીપ્ત કરનાર છે અને તીખો છે. ૧૪૧

विदाहि बद्धविण्मूत्रं रूक्षं तीक्ष्णोष्णमेव च ।
त्रिदोषं सार्षपं शाकं गाण्डीरं वेगनाम च ॥१४२॥

### સરસવ, કડવું સૂરણ તથા વેગના વિશેષ ગુણો

સરસવ, કડવું સૂરણ તથા વેગ( અપ્રસિદ્ધ જાત )નાં શાક બળતરા કરનારાં છે, વિષ્ટા તથા મૂત્રને રોકનારાં છે, રૂક્ષ છે, તીક્ષ્ણ છે, ઉષ્ણવીર્ય છે અને ત્રણે દોષોને ઉત્પન્ન કરનારાં છે. ૧૪૨

चित्रकस्तिलपर्णी च कफशोफहरे लघू ॥१४३॥

### ચિત્રક અને તલવણીના વિશેષ ગુણો

ચિત્રક અને તલવણી કફ તથા સોજાને હરે છે અને હલકાં છે. ૧૪૩

वर्षाभूः कफवातघ्नी हिता शोफोदरार्शसाम् ॥१४४॥

### સાટોડીના વિશેષ ગુણો

સાટોડી કફ તથા વાયુને હણનારી છે અને સોજા, ઉદરરોગ તથા અરશરોગ ઉપર હિતકારી છે. ૧૪૪

कटुतिक्तरसा हृद्या रोचनी वह्निदीपनी ।
सर्वदोषहरा लघ्वी कण्ठ्या मूलकपोतिका ॥
महत्तद्गुरु विष्टम्भि तीक्ष्णमामं त्रिदोषकृत् ।
तदेव स्नेहसिद्धं तु पित्तनुत्कफवातजित् ॥
त्रिदोषशमनं शुष्कं विषदोषहरं लघु ।
विष्टम्भि वातलं शाकं शुष्कमन्यत्र मूलकात् ॥
पुष्पं च पत्रं च फलं तथैव
यथोत्तरं ते लघवः प्रदिष्टाः ।
तेषां तु पुष्पं कफपित्तहन्तृ
फलं निहन्यात्कफमारुतौ च ॥१४५॥

### મૂળાના વિશેષ ગુણો

નાના કોમળ મૂળા તીખા તથા કડવા રસવાળા છે, પ્રિય લાગે એવા છે, રુચિકારક છે, અગ્નિને દીપ્ત કરનાર છે, સર્વ દોષોને હરનારા છે, હલકા છે અને કંઠ માટે ઉત્તમ છે. મોટા મૂળા ભારે છે અને મળ વગેરેની કબજિયાત કરનારા છે. અગ્નિથી નહીં પકાવેલા મોટા મૂળા તીક્ષ્ણ છે અને ત્રણે દોષોને કરનારા છે. ઘી તથા તેલ વગેરે સ્નેહોમાં પકાવેલા એ જ મૂળા પિત્તને ટાળનાર છે અને કફ તથા વાયુ જીતનાર છે. સુકાયેલા મૂળા ત્રણે દોષોને શાંત કરનારા છે, વિષના દોષને હરનારા છે અને હલકા છે. મૂળા સિવાય બીજું સૂકવણીરૂપ શાક કબજિયાત કરનાર છે અને વાયુને ઉત્પન્ન કરનાર છે. મૂળાનાં પુષ્પોથી પાંદડાં અને પાંદડાંઓથી ફળો વધારે હલકાં છે. મૂળાનાં પુષ્પો કફ તથા પિત્ત હણનાર છે અને મૂળાનાં ફળો કફ તથા વાયુ હણનાર છે. ૧૪૫

स्निग्धोष्णतीक्ष्णः कटुपिच्छिलश्च
गुरुः सरः स्वादुरसश्च बल्यः ।
वृष्यश्च मेधास्वरवर्णचक्षु-
र्भग्नास्थिसंधानकरो रसोनः ॥
हृद्रोगजीर्णज्वरकुक्षिशूल
विबन्धगुल्मारुचिकासशोफान् ।
दुर्नामकुष्ठानलसादजन्तु-
समीरणश्वासकफांश्च हन्ति ॥१४६॥

### લસણના વિશેષ ગુણો

લસણ સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ,

રુચિ ઉપજાવનાર છે, પ્રિય લાગે એવું છે, વીર્યને વધારનાર છે અને કબજિયાત, આફરો તથા શૂળને મટાડનાર છે. ૧૩૩

लघूष्णं पाचनं हिङ्गु दीपनं कफवातजित् ।
कटु स्निग्धं सरं तीक्ष्णं शूलाजीर्णविबन्धनुत् ॥१३४॥

### હિંગના વિશેષ ગુણો

હિંગ હલકી છે, ઉષ્ણવીર્ય છે, પાચન છે, અગ્નિને દીપ્ત કરનારી છે, કફ તથા વાયુને જીતનારી છે, તીખી છે, સ્નિગ્ધ છે, દસ્ત લગાડનાર છે, તીક્ષ્ણ છે અને શૂળ, અજીર્ણ તથા અધોવાયુ વગેરેની કબજિયાતને ટાળનાર છે. ૧૩૪

तीक्ष्णोष्णं कटुकं पाके रुच्यं पित्ताग्निवर्द्धनम् ।
कटु श्लेष्मानिलहरं गन्धाढ्य जीरकद्वयम् ॥
कारवी करवी तद्वद्विज्ञेया सोपकुञ्चिका ॥१३५॥

### સફેદ જીરું, શાહજીરું, કાળીજીરી, કલૌંજી જીરું તથા અજમાના વિશેષ ગુણો

સફેદ જીરું તથા શાહજીરું તીક્ષ્ણ છે, ઉષ્ણવીર્ય છે, પાકમાં તીખું છે, રુચિકારક છે, પિત્ત તથા અગ્નિને વધારનાર છે, તીખું છે, કફ તથા વાયુને હરનાર છે અને સુગંધવાળું છે. કાળીજીરી, કલૌંજી જીરું તથા અજમાના પણ એવા જ ગુણો છે. ૧૩૫

भक्ष्यव्यञ्जनभोज्येषु विविधेष्ववचारिता ।
आर्द्रा कुस्तुम्बरी कुर्यात्स्वादुसौगन्ध्यहृद्यताम् ।
सा शुष्का मधुरा पाके स्निग्धा तृड्दाहनाशनी ॥
दोषघ्नी कटुका किंचित्तिक्ता स्रोतोविशोधनी ।१३६

### લીલા તથા સૂકા ધાણાના ગુણો

કોથમરી (લીલા ધાણા) અનેક પ્રકારનાં ભક્ષ્યોમાં, ભોજ્યોમાં તથા કઢી વગેરેમાં નાખવાથી તે પદાર્થોને સ્વાદિષ્ટ, સુગંધી તથા પ્રિય લાગે એવા બનાવે છે, સૂકા ધાણા પાકમાં મધુર તથા સ્નિગ્ધ છે, તૃષા તથા દાહને નષ્ટ કરનાર છે, દોષોને હણનાર છે, કાંઈક તીખા છે, કાંઈક કડવા છે અને સ્રોતોને શુદ્ધ કરનારા છે. ૧૩૬

जम्बीरः पाचनस्तीक्ष्णः कृमिवातकफापहः ।
सुरभिर्दीपनो रुच्यो मुखवैशद्यकारकः ॥१३७॥

### સૂકા બખાઈ લીંબુના વિશેષ ગુણો

સૂકું બખાઈ લીંબુ પાચક છે, તીક્ષ્ણ છે, કૃમિ, વાયુ તથા કફને નષ્ટ કરે છે, સુગંધી છે, અગ્નિને દીપ્ત કરનાર છે, રુચિકારક છે અને મુખને સ્વચ્છ કરનાર છે. ૧૩૭

कफानिलविषश्वासकासदौर्गन्ध्यनाशनः ।
पित्तकृत्पार्श्वशूलघ्नः सुमुखः समुदाहृतः ।
तद्वत्तु सुरसो ज्ञेयो विशेषाद्गरनाशनः ॥१३८॥

### સફેદ માંજરવાળી તથા તીખાં પાંદડાંવાળી તુલસી અને જંગલી તુલસીના વિશેષ ગુણો

સફેદ માંજરવાળી તથા તીખાં પાંદડાંવાળી તુલસી કફ, વાયુ, વિષ, શ્વાસ, ખાંસી તથા દુર્ગંધને નષ્ટ કરનાર છે, પિત્ત કરનાર છે અને પડખાંના શૂળને હણનાર છે. જંગલી તુલસી પણ એવા જ ગુણોવાળી છે અને વિશેષે કરી ઝેરને નષ્ટ કરનાર છે. ૧૩૮

कफघ्ना लघवो रूक्षाः स्निग्धोष्णाः पित्तवर्द्धनाः ।
कटुपाकरसाश्चैव सुरसार्जकभूस्तृणाः ॥१३९॥

### કાળાં માંજરવાળી તુલસી, ક્ષુદ્ર તુલસી અને ભૂસ્તૃણના વિશેષ ગુણો

કાળાં માંજરવાળી તુલસી, ક્ષુદ્ર તુલસી અને ભૂસ્તૃણ, એ કફને હણનાર છે, હલકાં છે, રૂક્ષ છે, કાંઈક સ્નિગ્ધ છે, ઉષ્ણવીર્ય છે, પિત્તને વધારનારાં છે અને પાકમાં તથા રસમાં તીખાં છે. ૧૩૯

मधुरः कफवातघ्नः पाचनः कण्ठशोधनः ।
विशेषतः पित्तहरः सतिक्तः कासमर्दकः ॥१४०॥

અને ઉત્પલ વગેરે કમળ જાતિઓનાં પાનની ભાજીઓ તૂરી છે, ટાઢી છે, દસ્તને સૂકવનારી છે અને રક્તપિત્ત તથા અતિસારની ઉપર પથ્ય છે. ૧૫૨

पुनर्नवावरुणतर्कार्युरुबूकवत्सादनीबिल्वशाकप्रभृतीनि उष्णानि स्वादुतिक्तानि वातप्रशमनानि च ॥१५३॥

### ધોળી સાટોડી વગેરેની ભાજીઓ અને તેઓના સામાન્ય ગુણો

ધોળી સાટોડીની ભાજી, વાયવરણાંની ભાજી, અરણીની ભાજી, ધોળા એરંડાની ભાજી, જંગલી કપાસની ભાજી અને બીલીની ભાજી વગેરે ભાજીઓ ઉષ્ણવીર્યવાળી છે, સ્વાદિષ્ઠ છે, કડવી છે અને વાયુને શાંત કરનારી છે. ૧૫૩

तेषु पौनर्नवं शाकं विशेषाच्छोफनाशनम् ॥१५४॥

### ધોળી સાટોડીની ભાજીના વિશેષ ગુણો

એમાં ધોળી સાટોડીનું શાક વિશેષ કરી સોજાને નષ્ટ કરનારું છે. ૧૫૪

तण्डुलीयकोपोदिकाऽश्वबलाचिल्लीपालङ्क्यावास्तुकप्रभृतीनि ॥
सृष्टमूत्रपुरीषाणि सक्षारमधुराणि च ।
मन्दवातकफान्याहू रक्तपित्तहराणि च ॥१५५॥

### તાંદળજા વગેરેની ભાજીઓ અને તેઓના સામાન્ય ગુણો

તાંદળજાની ભાજી, પોથીની ભાજી, અશ્વબલા નામની મોટાં પાંદડાંવાળી મેથીની ભાજી (ગદભની ભાજી હોવી જોઈએ), ચીલની ભાજી, પાલખની ભાજી અને ટાંકાની ભાજી વગેરે ભાજીઓ વિષ્ટા તથા મૂત્રને વૃદ્ધિ આપનારી તથા પ્રવર્તાવનારી છે, કાંઈક ક્ષારતાવાળી છે, મધુર છે, કાંઈક વાયુ તથા કફ કરનારી છે અને રક્તપિત્ત હરનારી છે. ૧૫૫

मधुरो रसपाकाभ्यां रक्तपित्तमदापहः ।
तेषां शीततमो रूक्षस्तण्डुलीयो विषापहः ॥१५६॥

### તાંદળજાની ભાજીના વિશેષ ગુણો

એમાં તાંદળજાની ભાજી રસમાં તથા પાકમાં મધુર છે, રક્તપિત્ત, મદ તથા વિષને મટાડનારી છે, અત્યંત ટાઢી છે અને રૂક્ષ છે. ૧૫૬

स्वादुपाकरसा वृष्या वातपित्तमदापहा ।
उपोदिका सरा स्निग्धा बल्या श्लेष्मकरी हिमा ॥१५७॥

### પોથીની ભાજીના વિશેષ ગુણો

પોથીની ભાજી રસમાં તથા પાકમાં મધુર છે, વીર્યને વધારનારી છે, વાત, પિત્ત તથા મદને ટાળનારી છે, દસ્તની પ્રવૃત્તિ કરનારી છે, સ્નિગ્ધ છે, બળ આપનારી છે, કફ કરનારી છે અને ટાઢી છે. ૧૫૭

कटुर्विपाके क्रमिहा मेधाग्निबलवर्द्धनः ।
सक्षारः सर्वदोषघ्नो वास्तुको रोचकः सरः ॥
चिल्ली वास्तुकवज्ज्ञेया पालङ्क्या तण्डुलीयवत् ।
वातकृद्बद्धविण्मूत्रा रूक्षा पित्तकफे हिता ॥१५८॥

### ટાંકાની, ચીલની તથા પાલખની ભાજીના વિશેષ ગુણો

ટાંકાની ભાજી ક્ષારવાળી છે, પાકમાં તીખી છે, કૃમિઓને હણનારી છે, બુદ્ધિ, અગ્નિ તથા બળને વધારનારી છે, સર્વ દોષોને હણનારી છે, રુચિકારક છે અને દસ્તની પ્રવૃત્તિ કરનાર છે. ચીલની ભાજીના ગુણો ટાંકાની ભાજીના જેવા જ છે. પાલખની ભાજી તાંદળજાની ભાજીના જેવા ગુણોવાળી છે, વાયુને કરનારી છે, વિષ્ટા તથા મૂત્રને રોકનારી છે, રૂક્ષ છે અને પિત્ત તથા કફ ઉપર સારી છે. ૧૫૮

शाकमाश्वबलं रूक्षं बद्धविण्मूत्रमारुतम् ॥१५९॥

### અશ્વબલા નામની મોટાં પાંદડાંવાળી મેથીના વિશેષ ગુણો

અશ્વબલા નામની મોટાં પાંદડાંવાળી મેથીની ભાજી રૂક્ષ છે, અને વિષ્ટા, મૂત્ર તથા

### બે દોષોથી થયેલા નાડીવ્રણોનાં લક્ષણો

ત્રણ દોષોનાં જે જુદાંજુદાં લક્ષણો કહેવામાં આવ્યાં તેઓમાંથી જે નાડીવ્રણમાં વાયુ અને પિત્તનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તે નાડીવ્રણને વાયુ તથા પિત્તથી થયેલો જાણવો. જે નાડીવ્રણમાં વાયુ અને કફનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તે નાડીવ્રણને વાયુ તથા કફથી થયેલો જાણવો અને જે નાડીવ્રણમાં પિત્ત તથા કફનાં મિશ્રિત લક્ષણો જોવામાં આવે તે નાડીવ્રણને પિત્ત તથા કફથી થયેલો જાણવો. (ગયદાસાચાર્યે આ પાઠ છોડી દીધો છે તેથી પાંચ જ નાડીવ્રણો થાય છે અને ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયનો ૭મો વિષય જોતાં તથા તે પછી આપેલી ચિકિત્સાઓ જોતાં પણ ગયદાસાચાર્યનો મત વાસ્તવિક છે એમ જણાય છે.) ૧૪

दाहज्वरश्वसनमूर्च्छनवक्त्रशोषा
यस्यां भवन्त्यभिहितानि च लक्षणानि ।
तामादिशेत्पवनपित्तकफप्रकोपाद्-
घोरामसुक्षयकरीमिव कालरात्रिम् ॥ १५ ॥

### ત્રણે દોષથી થયેલા નાડીવ્રણનું લક્ષણ

જે નાડીવ્રણ દાહ, જ્વર, શ્વાસ, મૂર્છા તથા મુખના શોષથી યુક્ત હોય અને જેમાં ઉપર કહેલાં બીજાં પણ ત્રણે દોષોનાં લક્ષણો હોય તે ભયંકર નાડીવ્રણ ત્રણે દોષોના પ્રકોપથી થયેલો અને કાળરાત્રિની પેઠે પ્રાણનો નાશ કરનારો જાણવો. ૧૫

नष्टं कथंचिदणुमात्रमुदीरितेषु
स्थानेषु शल्यमचिरेण गतिं करोति ।
सा फेनिलं मथितमुष्णमसृग्विमिश्रं
स्रावं करोति सहसा सरुजा च नित्यम् ॥ १६ ॥

### શલ્યથી થયેલા નાડીવ્રણનું લક્ષણ

ત્વચા, માંસ, શિરાઓ, સ્નાયુઓ, સાંધાઓ, અસ્થિઓ, કોઠો કે મર્મસ્થળોમાં પેઠેલું અને કોઈ રીતે ગુમ થઈ જવાને લીધે નહીં દેખવામાં આવતું ઝીણું શલ્ય થોડા કાળમાં ઉ[illegible] ગતિ કરે છે અને તે ગતિથી તુરત મથાયે[illegible] જેવો, ઊનો તથા લોહીથી સંયુક્ત થયેલો ફી[illegible] વાળો સ્રાવ થાય છે અને નિરંતર પીડા થયા [illegible] છે, એ શલ્યથી થયેલો નાડીવ્રણ કહેવાય [illegible] (અંગોને લાંબાંટૂંકાં કરવા વગેરેના સમય[illegible] શલ્યનું સંચલન થતાં સ્રાવ થાય છે.) ૧૬

यावत्यो गतयो यैश्च कारणैःसम्भवन्ति हि ।
तावन्तः स्तनरोगाः स्युः स्त्रीणां तैरेव हेतुभिः ॥ १७

### સ્તનરોગોનાં નિદાનો અને સંખ્યા

જે કારણોથી નાડીવ્રણો થાય છે ત[illegible] જેટલી સંખ્યાવાળા થાય છે તે જ કારણોથી સ્[illegible] ઓને સ્તનરોગો થાય છે તથા તેટલી જ સંખ્ય[illegible] વાળા થાય છે અર્થાત્ વાયુ, પિત્ત અને કફ[illegible] ત્રણે દોષો અને અભિઘાતથી, એ રીતે સ્તન[illegible] રોગો પાંચ પ્રકારના થાય છે. ૧૭

धमन्यः संवृतद्वाराः कन्यानां स्तनसंश्रिताः ।
दोषाविसरणात्तासां न भवन्ति स्तनामयाः ॥
तासामेव प्रजातानां गर्भिणीनां तु ताः पुनः ।
स्वभावादेव विवृता जायन्ते सम्भवन्त्यतः ॥ १८ ॥

### ગર્ભ ન રહ્યો હોય એવી સ્ત્રીઓને સ્તનરોગો ન થવાનું અને પ્રસવ થયેલ સ્ત્રીઓને સ્તનરોગો થવાનું કારણ

જેઓને ગર્ભ કદી પણ ન જ રહ્યો હોય એવી સ્ત્રીઓનાં સ્તનોની ધમનીઓ બિડાયેલાં દ્વારોવાળી અને તેને લીધે દોષોના સંચાર વગરની હોય છે તેથી તેવી સ્ત્રીઓને સ્તનરોગો થતા નથી. જે સ્ત્રીઓને પ્રસવ થયો હોય તે સ્ત્રીઓની અને ગર્ભવાળી સ્ત્રીઓની તે ધમનીઓ સ્વાભાવિક રીતે ખૂલેલાં દ્વારોવાળી થઈ જાય છે એટલા માટે તે સ્ત્રીઓને સ્તનરોગો થાય છે. ૧૮

रसप्रसादो मधुरः पक्काहारनिमित्तजः ।
कृत्स्नदेहात्स्तनौ प्राप्तः स्तन्यमित्यभिधीयते ॥ १९ ॥

ત્યારે તલના કલ્ક જેવા કે થીણા ઘી જેવા મેદને સ્રવે, તે ગ્રંથિ મેદ સંબંધી જાણવો. ૬

व्यायामजातैरबलस्य तैस्तै-
राक्षिप्य वायुर्हि शिराप्रतानम् ।
संपीड्य संकोच्य विशोष्य चापि
ग्रन्थिं करोत्युन्नतमाशु वृत्तम् ॥
ग्रन्थिः शिराजः ॥ ७ ॥

## શિરાઓથી થયેલા ગ્રંથિનું લક્ષણ

નિર્બળ માણસ ભાર ઉપાડવા કે યુદ્ધ કરવા વગેરે પરિશ્રમો કરે તો તેઓથી કુપિત થયેલો વાયુ શિરાઓના સમૂહને ચલિત કરી, દબાવી, સંકોચી તથા સૂકવીને તરત ઊંચા તથા ગોળ આકારવાળા ગ્રંથિ ઉત્પન્ન કરે છે. એ ગ્રંથિ શિરાઓથી થયેલો જાણવો. ૭

स तु कृच्छ्रसाध्यो
भवेद्यदि स्यात्सरुजश्चलश्च ।
अरुक्स एवाप्यचलो महांश्च
मर्मोत्थितश्चापि विवर्जनीयः ॥ ८ ॥

## ગ્રંથિઓની કષ્ટસાધ્યતા તથા અસાધ્યતા

જો શિરાઓથી થયેલો ગ્રંથિ પીડાવાળો તથા ચલ હોય તો કષ્ટસાધ્ય[1] છે. જો શિરાઓથી થયેલો ગ્રંથિ અથવા વાયુ વગેરેથી થયેલા બીજા ગ્રંથિઓ પણ પીડાવગરના, અચળ, મોટા કે મર્મસ્થળોમાં ઉત્પન્ન થયેલા હોય તો તેઓની ચિકિત્સા કરવી નહીં અર્થાત્ અસાધ્ય છે. ૮

हन्वस्थिकक्षाक्षकबाहुसन्धि-
मन्यागलेषूपचितं तु मेदः ।
ग्रन्थिं स्थिरं वृत्तमथायतं वा
स्निग्धं कफश्चाल्परुजं करोति ॥
तं ग्रन्थिभिश्चामलकास्थिमात्रै-
र्मत्स्याण्डजालप्रतिमैस्तथान्यैः ।
अनन्यवर्णैरुपचीयमानं
चयप्रकर्षादपचीं वदन्ति ॥
कण्डूयुतास्तेऽल्परुजः प्रभिन्नाः
स्रवन्ति नश्यन्ति भवन्ति चान्ये ।
मेदःकफाभ्यां खलु रोग एष
सुदुस्तरो वर्षगणानुबन्धी ॥ ९ ॥

## અપચીનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

હડપચીનાં અસ્થિઓની સંધિ, કાખની સંધિ, અક્ષકાસ્થિઓની સંધિ, બાહુની સંધિ, ડોકના પાછલા ભાગની ધમની (ઓડમાં) કે ગળામાં વૃદ્ધિ પામેલો મેદ તથા કફ સ્નિગ્ધ, થોડી વેદનાવાળા અને ગોળ આકારવાળા અથવા લાંબા સ્થિર ગ્રંથિ ઉત્પન્ન કરે છે. એ ગ્રંથિ મેદ તથા કફના અત્યંત વધારાને લીધે આમળાના ઠળિયા જેવડા અથવા માછલાંનાં ઇંડાઓના સમૂહો જેવા અને શરીરના જેવા જ વર્ણવાળા બીજા ગ્રંથિઓથી વ્યાપ્ત થઈને વધ્યા કરે છે. એ રોગને આયુર્વેદના આચાર્યો **અપચી** કહે છે. ખરજવાળા તથા થોડી પીડાવાળા એ ગ્રંથિઓમાં કેટલાક ગ્રંથિઓ પાકી, ભેદાઈ સ્રવે છે, કેટલાક મટી જાય છે અને કેટલાક નવા થતા આવે છે. વાયુ આદિથી સંયુક્ત થયેલા મેદથી તથા કફથી થયેલો એ રોગ અતિદુસ્તર છે અને ઘણાં વર્ષો સુધી ચાલ્યા કરે છે. (જે અપચી છે, તે ગંડમાળાની જ એક અવસ્થા છે એમ માનવામાં આવે છે.) ૯

गात्रप्रदेशे क्वचिदेव दोषाः
संमूर्च्छिता मांसमभिप्रदूष्य ।
वृत्तं स्थिरं मन्दरुजं महान्त-
मनल्पमूलं चिरवृद्ध्यपाकम् ॥
कुर्वन्ति मांसोपचयं च शोफं
तमर्बुदं शास्त्रविदो वदन्ति ॥ १० ॥

[1] ચિકિત્સિત સ્થાનના ૧૮મા અધ્યાયમાં આની ચિકિત્સા આપી નથી તેથી તો અસાધ્યતા સિદ્ધ થાય એમ છે પણ વાગ્ભટે ચિકિત્સા આપી છે તેથી કષ્ટસાધ્યતા જ રહે છે.

## અધ્યાય ૧૧મો

अथातो ग्रन्थ्यपच्यर्बुदगलगण्डानां निदानं ।
व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ગ્રંથ્યપચ્યર્બુદગલગંડનિદાન'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

वातादयो मांसमसृक्प्रदुष्टाः ।
संदूष्य मेदश्च कफानुविद्धम् ॥
वृत्तोन्नतं विग्रथितं तु शोफं
कुर्वन्त्यतो ग्रन्थिरिति प्रदिष्टः ॥२॥

### ગ્રંથિનાં નિદાનો, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

પ્રકુપિત થયેલા વાયુ, પિત્ત તથા કફ એ ત્રણ દોષો માંસ તથા રુધિરને દૂષિત કરી, જે ઊંચા, ગોળાકાર તથા અત્યંત કઠણ, ગાંઠ રૂપ સોજો ઉત્પન્ન કરે છે તે ગ્રંથિ કહેવાય છે. કફથી સંયુક્ત થયેલું મેદ પણ એવા જ ગ્રંથિ ઉત્પન્ન કરે છે અને વાયુથી વિકૃતિ પામેલી શિરાઓ પણ એવા જ ગ્રંથિ ઉત્પન્ન કરે છે. ૨

आयम्यते व्यथ्यत एति तोदं ।
प्रत्यस्यते कृत्यत एति भेदम् ॥
कृष्णोऽमृदुर्वस्तिरिवाततश्च ।
भिन्नः स्रवेच्चानिलजोऽस्रमच्छम् ॥३॥

### વાયુથી થયેલા ગ્રંથિનું લક્ષણ

જે ગ્રંથિ જાણે ખેંચીને લાંબો કરવામાં આવતો હોય, વારંવાર કંપાવાતો હોય, વારંવાર સોઈઓથી ભોંકાતો હોય, ઉપાડી ઉપાડીને ફેંકવામાં આવતો હોય, કાપી નખાતો હોય અને ફાડી નાખવામાં આવતો હોય એવી વ્યથા કરે, કાળો હોય, કઠણ હોય, મૂત્રાશયની કોથળીની પેઠે લાંબો હોય અને ભેદાય ત્યારે આછા રુધિરને સ્રવે, તે ગ્રંથિ વાયુએ કરેલો જાણવો. ૩

दन्दह्यते धूप्यति चातिमात्रं ।
पापच्यते प्रज्वलतीव चापि ॥
रक्तः सपीतोप्यथवापि पित्ता-
द्भिन्नः स्रवेदुष्णमतीव चास्रम् ॥४॥

### પિત્તથી થયેલા ગ્રંથિનું લક્ષણ

જે ગ્રંથિ આખા શરીરમાં અત્યંત બળતરા કરતો હોય, અંદર અત્યંત સંતાપ કરતો હોય, અત્યંત પાકતો હોય, અત્યંત સળગતો જણાતો હોય, રાતો અથવા પીળાશવાળો હોય અને ભેદાય ત્યારે અત્યંત ઊના રુધિરને સ્રવે, તે ગ્રંથિ પિત્તથી થયેલો જાણવો. ૪

शीतोऽविवर्णोऽल्परुजोऽतिकण्डूः
पाषाणवत्संहननोपपन्नः ।
चिराभिवृद्धिश्च कफप्रकोपा-
द्भिन्नः स्रवेच्छुक्लघनं च पूयम् ॥५॥

### કફથી થયેલા ગ્રંથિનું લક્ષણ

જે ગ્રંથિ ટાઢો હોય, શરીરના જેવા જ વર્ણવાળો હોય, થોડી વેદનાવાળો હોય, ઘણી ખરજવાળો હોય, પથરા પેઠે ઘાટો તથા મોટો હોય, લાંબે કાળે વધતો હોય અને ભેદાય ત્યારે સફેદ તથા ઘાટા પરુને સ્રવે, તે ગ્રંથિ કફના પ્રકોપથી થયેલો સમજવો. ૫

शरीरवृद्धिक्षयवृद्धिहानिः
स्निग्धो महानल्परुजोऽतिकण्डुः ।
मेदःकृतो गच्छति चातिभिन्ने
पिण्याकसर्पिःप्रतिमं तु मेदः ॥ ६॥

### મેદથી થયેલા ગ્રંથિનું લક્ષણ

જે ગ્રંથિ શરીરના વધારાથી વધતો હોય, શરીરની ક્ષીણતાથી ક્ષીણ થતો હોય, સ્નિગ્ધ હોય, મોટો હોય, થોડી વેદનાવાળો હોય, અત્યંત ખરજવાળો હોય અને વધારે ભેદાય

[1] ગ્રંથિ, અપચી, અર્બુદ (રસોળી) અને ગલગંડનાં નિદાનો, સંપ્રાપ્તિ તથા લક્ષણોના નિરૂપણ વિષેનો.

यज्जायतेऽन्यत्खलु पूर्वजाते
ज्ञेयं तदध्यर्बुदमर्बुदज्ञैः ।
यद्द्वन्द्वजातं युगपत्क्रमाद्वा
द्विरर्बुदं तच्च भवेदसाध्यम् ॥ १५ ॥

### અર્બુદોની અસાધ્યતા

માંસ અને રુધિરથી થયેલું અર્બુદ અસાધ્ય છે.[1] વાયુથી થયેલાં અર્બુદ વગેરે જે સાધ્ય અર્બુદો છે[2] તેઓમાં પણ જે અર્બુદ સ્રાવવાળું, મર્મસ્થળમાં થયેલું, સ્રોતમાં થયેલું કે ચલાયમાન ન કરી શકાય એવું હોય, તેની ચિકિત્સા કરવી નહીં. પ્રથમ થયેલા અર્બુદમાં જે બીજું અર્બુદ ઉત્પન્ન થાય છે, તે 'અધ્યર્બુદ' કહેવાય છે. જો એકી વખતે અથવા અનુક્રમે હારોહાર બે અર્બુદો થયેલાં હોય તો તે 'દ્વિરર્બુદ' કહેવાય છે. અધ્યર્બુદ અને દ્વિરર્બુદ એ બન્ને પણ અસાધ્ય છે. ૧૫

न पाकमायान्ति कफाधिकत्वा-
न्मेदोऽधिकत्वाच्च विशेषतस्तु ।
दोषस्थिरत्वानाच्चद्ग्रथ तेषां
सर्वार्बुदान्येव निसर्गतस्तु ॥ १६ ॥

### અર્બુદોનો પાક ન થવાનું કારણ

સઘળા પ્રકારનાં અર્બુદો વિશેષે કરી કફ તથા મેદની અધિકતાવાળાં હોય છે, તેથી દોષોના કાર્યરૂપ માંસના જથ્થાની સ્થિરતા હોય છે, તેથી એ માંસનો જથ્થો ગુંથાઈ જાય છે; તેથી અને મેદ વગેરેના સ્વભાવને લીધે પણ પાકતાં નથી. (અપચીમાં કફ તથા મેદ આધક હોય છે, તોપણ અપચીનો પાક થતો જોવામાં આવે છે અને અર્બુદમાં તે પ્રમાણે જ હોય છતાં મુદ્દલ પાક થતો નથી અને થાય છે તો થોડો થાય છે, તેનું મુખ્ય કારણ સ્વભાવ વિના બીજું કશું નથી.)

वातः कफश्चैव गले प्रवृद्धौ
मन्ये तु संसृत्य तथैव मेदः ।
कुर्वन्ति गण्डं क्रमशः स्वलिङ्गैः
समन्वितं तं गलगण्डमाहुः ॥ १७ ॥

### ગલગંડની સંપ્રાપ્તિ તથા ભેદો

ગળામાં વૃદ્ધિ પામેલા વાયુ, કફ કે તેઓથી દૂષિત થયેલું મેદ ડોકના પાછલા ભાગની મન્યા નામની બે શિરાઓમાં આવી અનુક્રમે પોતપોતાનાં લક્ષણોવાળા (વાયુ, કફ તથા મેદનાં લક્ષણોવાળા) ગંડ (ગડ)ને ઉત્પન્ન કરે છે, તે રોગ **ગલગંડ** કહેવાય છે. ૧૭

तोदान्वितः कृष्णशिरावनद्धः
कृष्णोऽरुणो वा पवनात्मकस्तु ।
मेदोऽन्वितश्चोपचितश्च काला-
द्भवेत्प्रदिग्धे च गलेऽरुजश्च ॥
पारुष्ययुक्तश्चिरवृद्ध्यपाको
यदृच्छया पाकमियात्कदाचित् ।
वैरस्यमास्यस्य च तस्य जन्तो-
र्भवेत्तथा तालुगलप्रशोषः ॥ १८ ॥

### વાયુએ કરેલા ગલગંડનું લક્ષણ

જે ગલગંડ સોઈઓથી ભોંકાયા જેવી વ્યથાવાળો હોય, કાળી શિરાઓથી વ્યાપ્ત હોય અને કાળા અથવા રાતા વર્ણવાળો હોય, તો તે વાયુથી થયેલો જાણવો. આ ગલગંડ કાળે કરીને જ્યારે મેદથી સંયુક્ત થાય છે તથા વધે છે, ત્યારે મેદથી ગળું ખરડાઈ જવાથી અતિ પીડા વગરનો થઈ જાય છે. વાયુએ કરેલો આ ગલગંડ કઠણ હોય છે, લાંબે કાળે વધે છે, પાકતો નથી અને કોઈ સમયે દૈવેચ્છાથી પાકી પણ જાય છે. જે માણસને આ વાયુ સંબંધી ગલગંડ થયો હોય, તે માણસનું મોઢું વિરસ રહે છે અને તાળવું તથા ગળું સુકાયા કરે છે. ૧૮

स्थिरः सवर्णोऽल्परुगुग्रकण्डूः
शीतो महांश्चापि कफात्मकस्तु ।
चिराभिवृद्धिं कुरुते चिराद्वा
प्रपच्यते मन्दरुजः कदाचित् ॥

---

[1] મેલીગ્નન્ટ ટયુમર. [2] બીનાઈન ટયુમર.

## અર્બુદ(રસોળી)નાં નિદાન,[1] સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

પ્રકુપિત થયેલા દોષો કોઈ ગાત્રના પ્રદેશમાં માંસ (તથા રુધિર)ને દૂષિત કરીને ગોળાકારવાળા, થોડી પીડાવાળા, મોટા, મોટા મૂળવાળા, સ્થિર, નહીં પાકનારા અને લાંબે કાળે વધનારા સોજા ઉત્પન્ન કરે છે. એ માંસના જથ્થારૂપ સોજાને આયુર્વેદના આચાર્યો અર્બુદ કહે છે. ૧૦

वातेन पित्तेन कफेन चापि
रक्तेन मांसेन च मेदसा च ॥
तज्जायते तस्य च लक्षणानि
ग्रन्थेः समानानि सदा भवन्ति ॥ ११ ॥

## અમુક અર્બુદોનાં વિશિષ્ટ લક્ષણોની ગ્રંથિનાં લક્ષણો પ્રમાણે જ પરીક્ષા

એ અર્બુદ વાયુ, પિત્ત, કફ, રુધિર, માંસ અને મેદથી એમ છ પ્રકારનું થાય છે અને એ છ પ્રકારોમાં વાયુ, પિત્ત, કફ તથા મેદથી થયેલા અર્બુદોના લક્ષણો ગ્રંથિઓના લક્ષણો જેવાં જ સદા હોય છે ૧૧

दोषः प्रदुष्टो रुधिरं शिरास्तु
संपीड्य संकोच्य गतस्त्वपाकम् ॥
सास्त्रावमुन्नह्यति मांसपिण्डं
मांसाङ्कुरैराचितमाशुवृद्धिम् ।
स्रवत्यजस्रं रुधिरं प्रदुष्ट-
मसाध्यमेतद्रुधिरात्मकं स्यात् ॥
रक्तक्षयोपद्रवपीडितत्वा-
त्पाण्डुर्भवेदर्बुदपीडितस्तु ॥ १२ ॥

## રુધિરથી થયેલા અર્બુદનું નિદાન, સંપ્રાપ્તિ તથા વિશિષ્ટ લક્ષણ

દુષ્ટ થયેલું પિત્ત રુધિર તથા શિરાઓને સંકોચ પમાડીને તથા એકઠાં થઈ જાય એવી રીતે ઘાટાં કરીને સ્રાવવાળા, માંસના અંકુરોથી વીંટાયેલા અને તુરત વધનારા માંસના પિંડને જરાક પાકે એવી રીતે ઊંચો કરે છે અને તેમાંથી દુષ્ટ રુધિર નિરંતર સ્રવ્યા કરે છે, એ રુધિરથી થયેલું અર્બુદ કહેવાય છે આ અર્બુદ અસાધ્ય છે. આ અર્બુદથી પીડાયેલો માણસ રુધિરના ક્ષયથી થતા ઉપદ્રવોથી પીડાઈને પાંડુવર્ણવાળો થઈ જાય છે. (સઘળા પ્રકારના અર્બુદોમાં માંસ તથા રુધિર દૂષિત થાય છે, પણ રુધિરથી થયેલા અર્બુદમાં રુધિર વિશેષે કરી દૂષિત થાય છે અને માંસથી થયેલા અર્બુદમાં માંસ વિશેષે કરી દૂષિત થાય છે એમ સમજવું ) ૧૨

मुष्टिप्रहारादिभिरर्दितेऽङ्गे
मांसं प्रदुष्टं प्रकरोति शोफम् ॥
अवेदनं स्निग्धमनन्यवर्ण-
मपाकमश्मोपममप्रचाल्यम् ॥ १३ ॥

## માંસથી થયેલા અર્બુદની સંપ્રાપ્તિ તથા વિશિષ્ટ લક્ષણ

મૂઠીના પ્રહાર વગેરેથી અંગ પીડિત થતાં વાયુથી દુષ્ટ થયેલું માંસ વેદનાવગરના અથવા થોડી વેદનાવાળા, શરીરના જેવા જ વર્ણવાળા, નહિ પાકનારા અથવા જરાક પાકનારા, પથરા જેવા અને ચલાયમાન ન કરી શકાય એવા સ્નિગ્ધ સોજો ઉત્પન્ન કરે છે, એ માંસાર્બુદ કહેવાય છે

प्रदुष्टमांसस्य नरस्य गाढ-
मेतद्भवेन्मांसपरायणस्य ॥ १४ ॥

## માંસથી થયેલા અર્બુદનું દૂરનું નિદાન

માંસ ખાવાના અભ્યાસથી જેનું માંસ અતિદુષ્ટ થયેલું હોય, તે માણસને ઉપર કહેલો માંસાર્બુદ નામનો રોગ ઉત્પન્ન થાય છે ૧૪

मांसार्बुदं त्वेतदसाध्यमुक्तं
साध्येष्वपीमान्युपवर्जयेत्तु ।
सम्प्रस्रुतं मर्मणि यच्च जातं
स्रोतःसु वा यच्च भवेदचाल्यम् ॥

[1] કેન્સર–આખુના પહાડ જેવું ગોળ અને સ્થિર જે હાલીચાલી ન શકે તેવું પ્ર.

अधःप्रकुपितोऽन्यतमो हि दोषः फलकोशवाहिनीरभिप्रपद्य धमनीःफलकोशयोर्वृद्धिं जनयति,तां वृद्धिमित्याचक्षते ॥३॥

## વૃદ્ધિની સંપ્રાપ્તિ

નીચેના ભાગમાં પ્રકુપિત થયેલો વાયુ, પિત્ત કે કફ વૃષણની કોથળીમાં ગયેલી ધમનીઓમાં આવી વૃષણની વૃદ્ધિ કરે છે, એ રોગને આચાર્યો વૃદ્ધિ કહે છે. ૩

तासां भविष्यतीनां पूर्वरूपाणि–वस्तिकटीमुष्कमेढ्रेषु वेदना मारुतनिग्रहः फलकोशशोफश्चेति ॥४॥

## વૃદ્ધિઓનાં પૂર્વરૂપ

સાતમાંની કોઈ પણ વૃદ્ધિ જ્યારે થવાની હોય, ત્યારે મૂત્રાશય, કમર, વૃષણ અને લિંગમાં વેદના થાય છે, વાયુનો નિગ્રહ થઈ જાય છે અને વૃષણમાં સોજો થાય છે. ૪

तत्रानिलपरिपूर्णां वस्तिमिवाततां परुषामनिमित्तानिलरुजं वातवृद्धिमाचक्षते ॥५॥

## વાયુથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

જે વધરાવળ પવનથી ભરાયેલી, મૂત્રાશયની કોથળી જેવી વિસ્તીર્ણ, કઠોર અને અકસ્માત્ થતી વાયુ સંબંધી વેદનાઓવાળી હોય, તે વધરાવળને **વાતવૃદ્ધિ** કહે છે. ૫

पक्वोदुम्बरसंकाशां ज्वरदाहोष्मवतीं चाशुसमुत्थानपाकां पित्तवृद्धिम् ॥६॥

## પિત્તથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

જે વધરાવળ પાકેલાં ઉંબરાનાં ફળ જેવી હોય, જ્વરથી યુક્ત હોય, દાહથી તથા ગરમીથી યુક્ત હોય (અંદર બળતરાવાળી હોય તથા બહારના ભાગમાં પણ તપતી હોય) અને તુરત ઊઠેલી તથા તુરત પાકેલી હોય તે વધરાવળને **પિત્તવૃદ્ધિ** કહે છે. ૬

कठिनामल्पवेदनां शीतां कण्डूमतीं श्लेष्मवृद्धिम् ॥७

## કફથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

જે વધરાવળ કઠણ હોય, અલ્પ વેદનાવાળી હોય, ટાઢી હોય અને ખરજવાળી હોય, તે વધરાવળને **શ્લેષ્મવૃદ્ધિ** કહે છે ૭

कृष्णस्फोटावृतां पित्तवृद्धिलिङ्गां रक्तवृद्धिम् ॥८॥

## રુધિરથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

જે વધરાવળ કાળા ફોડલાઓથી વ્યાપ્ત હોય અને ઉપર કહેલાં પિત્તવૃદ્ધિનાં લક્ષણોથી યુક્ત હોય તે વધરાવળને **રક્તવૃદ્ધિ** કહે છે. ૮

मृदुस्निग्धां कण्डूमतीमल्पवेदनां तालफलप्रकाशां मेदोवृद्धिम् ॥९॥

## મેદથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

જે વધરાવળ કોમળ તથા સ્નિગ્ધ, ખરજવાળી, અલ્પ વેદનાવાળી અને તાડના ફળની પેઠે શ્યામ તથા ગોળ હોય તે વધરાવળને **મેદોવૃદ્ધિ** કહે છે, ૯

मूत्रसन्धारणशीलस्य मूत्रवृद्धिर्भवति, सा गच्छतोऽम्बुपूर्णा दतिरिव क्षुभ्यति मूत्रकृच्छ्रवेदनां श्वयथुं कोशयोश्चापादयति तां मूत्रवृद्धिं विद्यात् ॥१०॥

## મૂત્રથી થયેલી વૃદ્ધિનું લક્ષણ

જેનો મૂત્રની હાજતને અટકાવી રાખવાનો સ્વભાવ હોય, તે પુરુષને મૂત્રવૃદ્ધિ થાય છે. જે વધરાવળ ચાલવાના સમયમાં જળથી ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામતી હોય, મૂત્રકૃચ્છ્રની વેદના કરતી હોય અને જેથી વૃષણોમાં સોજો થયો હોય, તે વધરાવળને **મૂત્રવૃદ્ધિ** જાણવી. ૧૦

भारहरणबलवद्विग्रहवृक्षप्रपतनादिभिरायासविशेषैर्वायुरतिप्रवृद्धः प्रकुपितश्च स्थूलान्त्रस्येतरस्य चैकदेशं द्विगुणमादायाधो गत्वा वङ्क्षणसंधिमुपेत्य ग्रन्थिरूपेण स्थित्वाऽप्रतिक्रियमाणे च कालान्तरेण फलकोशं प्रविश्य मुष्कशोफमापादयत्याध्मातो वस्तिरिवाततः प्रदीर्घः शोफो भवति सशब्दमवपीडितश्चोर्ध्वमुपैति विमुक्तश्च पुनराध्मति तामन्त्रवृद्धिमसाध्यामाचक्षते ॥११।

## આંતરડાંની વૃદ્ધિનું લક્ષણ અને અસાધ્યતા

ભાર ઉપાડી લઈ જવાથી બળવાન

मांसुर्यमास्यस्य च तस्य जन्तो-
र्भवेत्तथा तालुगलप्रलेपः ॥ १९ ॥

કફે કરેલા ગલગંડનું લક્ષણ

જે ગલગંડ સ્થિર હોય, જે કેકાણું થયો હોય તે કેકાણાના જેના જ વર્ણવાળો હોય, થોડી પીડાવાળો, ઉગ્ર ખરજવાળો તથા ટાઢો હોય અને મોટો પણ હોય, તો તેને કફે કરેલો જાણવો. આ ગલગંડ ધીમે ધીમે વધે છે, વખત પર લાંબે કાળે પાકે પણ છે અને મંદ વેદનાવાળો હોય છે. જે માણસને આ કફ સંબંધી ગલગંડ થયો હોય તે માણસનું મોઢું સ્નિગ્ધ તથા મધુર રહે છે અને તાળવું તથા ગળું કફથી ખરડાયેલાં રહે છે. ૧૯

स्निग्धो मृदुः पाण्डुरनिष्टगन्धो
मेदःकृतो नीरुगथातिकण्डूः ॥
प्रलम्बतेऽलाबुवदल्पमूलो
देहानुरूपक्षयवृद्धियुक्तः ।
स्निग्धास्यता तस्य भवेच्च जन्तो-
र्गलेऽनुशब्दं कुरुते च नित्यम् ॥ २० ॥

મેદે કરેલા ગલગંડનું લક્ષણ

જે ગલગંડ સ્નિગ્ધ, કોમળ, પાંડુ વર્ણવાળો, ખરાબ ગંધવાળો, અતિ પીડા વગરનો, ઘણી ખરજવાળો તૂંબડાં, પેઠે લટકતો, અલ્પ મૂળ વાળો અને શરીરના વધવાથી વધતો હોય તથા ક્ષીણ થવાથી ક્ષીણ થતો હોય તે ગલગંડને મેદે કરેલો જાણવો. આ ગલગંડ જેને થયો હોય, તે માણસનું મોઢું સ્નિગ્ધ રહે છે અને સર્વદા ગળા માંથી અવાજ થયા કરે છે. ૨૦

कृच्छ्राच्छ्वसन्तं मृदुसर्वगात्रं
संवत्सरातीतमरोचकार्तम् ।
क्षीणं तु वैद्यो गलगण्डिनं तं
भिन्नस्वरं चैव विवर्जयेत्तु ॥ २१ ॥

કેવો ગલગંડ અસાધ્ય છે?

જે ગલગંડથી માંડમાંડ શ્વાસ લઈ શકાતો હોય, સર્વાં ગાત્રો કોમળ થઈ ગયાં હોય, અરુચિ તથા ક્ષીણતા થઈ હોય, સ્વર બેસી ગયો હોય તથા જેની ઉત્પત્તિને એક વર્ષ વીતી ગયું હોય, તે ગલગંડની વૈદ્યે ચિકિત્સા કરવી નહીં. ૨૧

निबद्धः श्वयथुर्यस्य मुष्कवल्लम्बते गले ।
महान्वा यदि वा ह्रस्वस्तं गण्डमिति निर्दिशेत् ॥२२॥

ગલગંડના સ્વરૂપનો પાકો નિશ્ચય

જેનો બંધાયેલો, મોટો અથવા નાનો સોજો ગળામાં વૃષણની પેઠે લટક્યા કરતો હોય, તે રોગને જ ગલગંડ કહેવો ૨૨

## અધ્યાય ૧૨મો

अथातो वृद्ध्युपदंशश्लीपदानां निदानं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'વૃદ્ધ્યુપદંશ શ્લીપદનિદાન'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

वातपित्तश्लेष्मशोणितमेदोमूत्रान्त्रनिमित्ताः सप्त वृद्धयः । तासां मूत्रान्त्रनिमित्ते वृद्धी वातसमुत्थे केवलमुत्पत्तिहेतुरन्यतमः ॥ २ ॥

વૃદ્ધિ (વધરાવળ)નાં નિદાનો તથા સંખ્યા

વાયુ, પિત્ત, કફ, રુધિર, મેદ, મૂત્ર અને આંતરડાંથી એમ સાત પ્રકારની વૃદ્ધિઓ થાય છે. એમાં મૂત્રથી થયેલી વૃદ્ધિ અને આંતરડાંથી થયેલી વૃદ્ધિ પણ જો કે વાયુરૂપ નિદાનથી જ થાય છે, તોપણ તે વાયુ મૂત્ર તથા આંતરડાના આશ્રયથી એ વૃદ્ધિઓ ઉત્પન્ન કરે છે; અર્થાત તે વૃદ્ધિઓની ઉત્પત્તિમાં મૂત્ર તથા આંતરડાં પણ કારણ હોય છે, એટલી જુદાઈને લીધે એ બે પ્રકારને વાયુથી થયેલી વૃદ્ધિથી જુદા ગણવામાં આવ્યા છે. ૨

[1] વધરાવળ, ચાંદી અને શ્લીપદના નિદાનો, સંપ્રાપ્તિ તથા લક્ષણો વગેરેના નિરૂપણ જેમાં.

तत्र वातिके पारुष्यं त्वक्परिपुटनं स्तब्धमेढ्रता परुषशोफता विविधाश्च वातवेदनाः ॥ १४ ॥

**વાયુથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ**

જો ઉપદંશ વાયુથી થયો હોય, તો તેમાં ખરસટપણું, ત્વચાનું ફાટવું, લિંગની સ્તબ્ધતા, સોજાની કઠિનતા અને બીજી પણ અનેક પ્રકારની વાયુ સંબંધી વેદનાઓ થાય છે. ૧૪

पैत्तिके ज्वरः श्वयथुः पक्वोदुम्बरसङ्काशस्तीव्रदाहः क्षिप्रपाकः पित्तवेदनाश्च ॥ १५ ॥

**પિત્તથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ**

જો ઉપદંશ પિત્તથી થયો હોય, તો તેથી જ્વર ઉત્પન્ન થાય છે, પિત્ત સંબંધી બીજી પણ વેદનાઓ થાય છે અને પાકેલાં ઉંબરાનાં ફળ જેવો, તીવ્ર બળતરાવાળો તથા તુરત પાકનારો સોજો થાય છે. ૧૫

श्लैष्मिके श्वयथुः कण्डूमान् कठिनः स्निग्धः श्लेष्मवेदनाश्च ॥ १६ ॥

**કફથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ**

જો ઉપદંશ કફથી થયો હોય, તો ખરજવાળો, કઠણ તથા સ્નિગ્ધ સોજો થાય છે અને બીજી પણ કફ સંબંધી વેદનાઓ થાય છે. ૧૬

रक्तजे कृष्णस्फोटप्रादुर्भावोऽत्यर्थमसृक्प्रवृत्तिः पित्तलिङ्गान्यत्यर्थं ज्वरदाहौ शोषश्च याप्यश्चैव कदाचित् ॥ १७ ॥

**રુધિરથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ**

જો ઉપદંશ રુધિરથી થયો હોય, તો કાળા ફોડલા ઉત્પન્ન થાય છે, લોહીની બહુ જ પ્રવૃત્તિ થાય છે, પિત્ત સંબંધી વેદનાઓ થાય છે, જ્વર તથા દાહ અત્યંત થાય છે અને શોષ થાય છે. આ ઉપદંશ કોઈ વખતે યાપ્ય પણ થઈ પડે છે.

सर्वजे सर्वलिङ्गदर्शनमवदरणं शेफसः क्रिमिप्रादुर्भावो मरणं चेति ॥ १८ ॥

**ત્રણે દોષોથી થયેલા ઉપદંશનું વિશિષ્ટ લક્ષણ**

જો ઉપદંશ ત્રણે દોષોથી થયો હોય, તો ત્રણે દોષોનાં ચિહ્નો જોવામાં આવે છે, લિંગ ફાટી જાય છે, કીડા પડે છે અને મરણ પણ થાય છે.

कुपितास्तु दोषा वातपित्तश्लेष्माणोऽधःप्रपन्ना वङ्क्षणोरुजानुजङ्घास्ववतिष्ठमानाः कालान्तरेण पादमाश्रित्य शनैः शोफं जनयन्ति तच्छ्लीपदमित्याचक्षते ॥१९

**શ્લીપદનાં નિદાનો, સંપ્રાપ્તિ અને સામાન્ય લક્ષણ**

પ્રકુપિત થયેલા વાયુ, પિત્ત અને કફ એ દોષો શરીરના નીચા ભાગમાં પ્રાપ્ત થઈ, સાથળોમાં, સાથળોની સંધિઓમાં, ગોઠણોમાં તથા પગની પિંડીઓમાં રહી કાળાંતરે પગમાં આવીને ધીરેધીરે સોજો ઉત્પન્ન કરે છે. એ સોજાને આચાર્યો શ્લીપદ કહે છે. ૧૯

तत्त्रिविधं वातपित्तकफनिमित्तमिति ॥ २० ॥

**શ્લીપદોના ભેદ**

વાયુથી થયેલ, પિત્તથી થયેલ અને કફથી થયેલ, એ રીતે શ્લીપદો ત્રણ પ્રકારનાં થાય છે. ૨૦

तत्र वातजं खरं कृष्णं परुषमनिमित्तानिलरुजं परिस्फुटति च बहुशः ॥ २१ ॥

**વાયુથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ**

વાયુથી થયેલું શ્લીપદ ખરસટ, કાળું અને રૂક્ષ હોય છે, ઘણા પ્રદેશોમાં ફાટે છે અને તે શ્લીપદ અકારણ વાયુ સંબંધી વેદનાઓવાળું થાય છે.

पित्तजं तु पीतावभासमीषन्मृदु ज्वरदाहप्रायं च ॥ २२ ॥

**પિત્તથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ**

પિત્તથી થયેલું શ્લીપદ પીળા અવભાસવાળું, કાંઈક કોમળ અને લગભગ જ્વર તથા બળતરાવાળું હોય છે. ૨૨.

श्लेष्मजं तु श्वेतं स्निग्धावभासं मन्दवेदनं भारिकमतिमहाग्रन्थिकं कण्टकैरुपचितं च ॥ २३ ॥

**કફથી થયેલા શ્લીપદનું વિશિષ્ટ લક્ષણ**

કફથી થયેલું શ્લીપદ ધોળું, સ્નિગ્ધ અવભાસવાળું, મંદ વેદનાવાળું, ભારે, અત્યંત

સામે યુદ્ધ કરવાથી, ઝાડ ઉપરથી પડવાથી અને એવાજ પ્રકારના બીજા પણ પરિશ્રમો કરવાથી અત્યંત વૃદ્ધિ પામેલો અને પ્રકુપિત થયેલો વાયુ, જાડા આંતરડાના એક પ્રદેશને અને ઝીણા આંતરડાના એક પ્રદેશને ઝોડી દેવાથી બેવડો કરી, પોતાની સાથે લઈ, નીચે જઈ, સાથળની સંધિમાં પ્રાપ્ત થઈ ગ્રંથિરૂપે રહે છે અને જો તે સમયમાંજ યોગ્ય ચિકિત્સા ન કરવામાં આવે, તો વૃષણની કોથળીમાં પ્રવેશ કરી, વૃષણોમાં સોજો ઉત્પન્ન કરે છે. આ સોજો પવનથી ભરાયેલી મૂત્રાશયની કોથળી જેવો ફૂલેલો અને લાંબો થાય છે. આ સોજો જો દબાવવામાં આવે તો અવાજ કરીને ઊંચો ચડી જાય છે અને દબાણથી છૂટો કરવામાં આવતાં પાછો નીચે ઊતરીને ફૂલી જાય છે. આ વધરાવળ અંત્રવૃદ્ધિ કહેવાય છે અને અસાધ્ય ગણવામાં આવે છે. ૧૧

तत्रातिमैथुनादतिब्रह्मचर्याद्वा तथा ब्रह्मचारिणीं चिरोत्सृष्टां रजस्वलां दीर्घरोमां कर्कशरोमां सङ्कीर्णरोमां निगूढरोमामल्पद्वारां महाद्वारामप्रियामकामामचौक्ष्यसलिलप्रक्षालितयोनिमप्रक्षालितयोनिं योनिरोगोपसृष्टां स्वभावतो वा दुष्टयोनिं वियोनिं वा नारीमत्यर्थमुपसेवमानस्य तथा करजदशनविषशूकनिपातनादर्दनाद्धस्ताभिघाताच्चतुष्पदीगमनादचौक्ष्यसलिलप्रक्षालनादवपीडनाच्छुक्रमूत्रवेगविधारणान्मैथुनान्ते वाऽप्रक्षालनादिभिर्मेढ्रमागम्य प्रकुपिता दोषाः क्षतेऽक्षते वा श्वयथुमुपजनयन्ति तमुपदंशमित्याचक्षते ॥१२॥

## ઉપદંશ(ચાંદી)નાં દૂરનાં તથા પાસેનાં નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ

અત્યંત મૈથુન કરવાથી, અત્યંત બ્રહ્મચર્ય પાળવાથી, શરૂઆતથી જ બ્રહ્મચર્ય પાળનારી સ્ત્રીનો અતિસંગ કરવાથી, લાંબો કાળ થયા છોડી દીધેલી સ્ત્રીનો અતિસંગ કરવાથી, લાંબાં રુંવાડાંવાળી સ્ત્રીનો અતિસંગ કરવાથી, રજસ્વલાનો અતિસંગ કરવાથી, કઠોર રુંવાડાંવાળી સ્ત્રીનો અતિસંગ કરવાથી, ઘાટાં રુંવાડાંવાળી સ્ત્રીનો અતિસંગ કરવાથી, યોનિની અંદર રુંવાડાંવાળી સ્ત્રીનો અતિસંગ કરવાથી, જેની યોનિનું દ્વાર અલ્પ કે મોટું હોય એવી સ્ત્રીનો અતિસંગ કરવાથી, અપ્રિય સ્ત્રીનો અતિસંગ કરવાથી, કામનાવગરની સ્ત્રીનો અતિસંગ કરવાથી, જેણે યોનિ મેલા પાણીથી ધોયેલી હોય એવી સ્ત્રીનો અતિસંગ કરવાથી, જેણે યોનિ ધોયેલી ન હોય એવી સ્ત્રીનો અતિસંગ કરવાથી, યોનિના રોગવાળી સ્ત્રીનો અતિસંગ કરવાથી, જેની યોનિ સ્વાભાવિક રીતે જ વાત આદિ દોષોથી દુષ્ટ હોય એવી સ્ત્રીનો અતિસંગ કરવાથી, દૂષ્ટી યોનિવાળી સ્ત્રીનો અતિસંગ કરવાથી, લિંગ ઉપર નખ, દાંત કે શૂક નામના ઝેરી કીડાનો નિપાત કર્યાથી, લિંગનું પીડન થવાથી, હાથ વડે લિંગનો અભિઘાત થવાથી, બકરી વગેરે પશુ જાતિનો સંગ કરવાથી, મેલા પાણી વડે લિંગને ધોવાથી, લિંગનું મર્દન થવાથી, વીર્યના કે મૂત્રના વેગને અટકાવવાથી અને મૈથુન કર્યા પછી લિંગને નહિ ધોવા વગેરેથી પ્રકુપિત થયેલા દોષો જખમી થયેલા અથવા નહિ જખમી થયેલા લિંગમાં આવી સોજો ઉત્પન્ન કરે છે, એ સોજાને આચાર્યો ઉપદંશ[1] કહે છે. ૧૨

स पञ्चविधस्त्रिभिर्दोषैः पृथक्समस्तैरसृजा चैकः ॥ १३ ॥

## ઉપદંશોની સંખ્યા

વાયુથી થયેલો, પિત્તથી થયેલો, કફથી થયેલો, ત્રણે દોષોથી થયેલો અને લોહીથી થયેલો, એ રીતે ઉપદંશના પાંચ ભેદ છે. ૧૩

૧ ઉપદંશો સ્ત્રીઓને પણ થાય છે અને પુરુષોને પણ થાય છે. ઉપદંશના દારુણ ફોડલાઓમાં કેટલાક ઉપસ્થની સંધિમાં થાય છે, કેટલાક મર્મ ઉપસ્થમાં થાય છે, કેટલાક કજળી જેવા થાય છે, કેટલાક મગની દાળ જેવા થાય છે, કેટલાક તુરત પ્રસરે છે અને કેટલાંક ધીરેધીરે પ્રસરે છે. એથી વેદના, દાહ, તરસ તથા મોહ થાય છે. ( અનુ. )

स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसंनिभा ।
कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका ॥ ३ ॥

**અજગલ્લિકાનું નિદાન તથા લક્ષણ**

કફ તથા વાયુના પ્રકોપથી બાળકોને શરીરોમાં સ્નિગ્ધ, શરીરના જેવા વર્ણવાળી, જાણે ગુંથાયેલી હોય એવી, પીડાવગરની અને મગ જેવા આકારવાળી જે ફોડલી થાય છે, તે **અજગલ્લિકા** કહેવાય છે. ( મોટાઓને પણ આ રોગ થાય છે, એમ કેટલાક માને છે. ) ૩

यवाकारा सुकठिना ग्रथिता मांससंश्रिता ।
पिडका श्लेष्मवाताभ्यां यवप्रख्येति सोच्यते ॥ ४ ॥

**યવપ્રખ્યાનું નિદાન તથા લક્ષણ**

કફ અને વાયુના પ્રકોપને લીધે જાડા જવના જેવા આકારવાળી (વચમાં જાડી તથા છેડાઓમાં પાતળી), અત્યંત કઠણ, ગુંથાયેલી, અને માંસરૂપી આશ્રયવાળી જે ફોડલી થાય છે, તે **યવપ્રખ્યા** કહેવાય છે. ૪

घनामवक्त्रां पिडकामुन्नतां परिमण्डलाम् ।
अन्धालजीमल्पपूयां तां विद्यात्कफवातजाम् ॥ ५ ॥

**અંધાલજીનું નિદાન તથા લક્ષણ**

કફ અને વાયુના પ્રકોપને લીધે ઘાટી, અલ્પ મોઢાવાળી, ગોળ, ઊંચી અને થોડા પરૂવાળી જે ફોડલી થાય છે, તે **અંધાલજી** કહેવાય છે. ( આ ફોડલીનું મોઢું સ્નાયુની અંદર પસરેલું હોય છે. ડલ્હન. ) ૫

विवृतास्यां महादाहां पक्वोदुम्बरसंनिभाम् ।
विवृतामिति तां विद्यात्पित्तोत्थां परिमण्डलाम् ॥ ६ ॥

**વિવૃતાનું નિદાન તથા લક્ષણ**

પિત્તના પ્રકોપને લીધે ફાટેલા મોઢાવાળી, અત્યંત બળતરાવાળી, પાકેલા ઉંબરાના ફળ જેવી અને ગોળ આકારવાળી જે ફોડલી થાય છે, તેને **વિવૃતા** જાણવી. ૬

ग्रन्थयः पंच वा षड्वा दारुणाः कच्छपोन्नताः ।
कफानिलाभ्यामुद्भूतां विद्यात्तां कच्छपीमिति ॥ ७ ॥

**કચ્છપીનું નિદાન તથા લક્ષણ**

કાચબાની પેઠે મધ્યમાં ઊંચી તથા છેડાઓમાં નમેલી પાંચ અથવા છ દારુણ (કઠણ) ગ્રંથિઓ થાય છે, તેને **કચ્છપી** જાણવી. આ રોગ કફ તથા વાયુથી થાય છે. ૭

पाणिपादतले सन्धौ ग्रीवायामूर्ध्वजत्रुणि ।
ग्रन्थिर्वल्मीकवद्यस्तु शनैः समुपचीयते ॥
तोदक्लेदपरीदाहकण्डूमद्भिर्व्रणैर्वृतः ।
व्याधिर्वल्मीक इत्येष कफपित्तानिलोद्भवः ॥ ८ ॥

**વલ્મીકનું નિદાન તથા લક્ષણ**

હાથપગનાં તળાંઓ, સાંધાઓ, ડોક અથવા હાંસડીથી ઉપરના ભાગમાં રાફડાની પેઠે ઘણાં શિખરોવાળો ઊંચો તથા ઊંડો અને ભોંકાયા જેવી વ્યથા, ક્લેદ, અતિદાહ તથા ખરજવાળા વ્રણોથી વીંટાયેલો જે ગ્રંથિ રાફડાની પેઠે જ ધીરેધીરે વધતો આવે છે, તે ગ્રંથિ **વલ્મીક** (રાફો) કહેવાય છે. આ રોગ વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષોના પ્રકોપથી થાય છે. ૮

पद्मपुष्करवन्मध्ये पिडकाभिः समाचिताम् ।
इन्द्रवृद्धां तु तां विद्याद्वातपित्तोत्थितां भिषक् ॥ ९ ॥

**ઇંદ્રવૃદ્ધાનું નિદાન તથા લક્ષણ**

મધ્યમાં કમળની ડાંડલી જેવી અને બીજી કેસરાઓ જેવી નાનીનાની ફોડલીઓથી ઘેરાયેલી જે ફોડલી થાય છે, તેને વૈદ્યે **ઇંદ્રવૃદ્ધા** જાણવી. આ ફોડલી વાયુ તથા પિત્તથી થાય છે. ૯

कर्णोपरि समन्ताद्वा पृष्ठे वा पिडकोग्ररुक् ।
शालूकवत्पनसिकां तां विद्याच्छ्लेष्मवातजाम् ॥ १० ॥

**પનસિકાનું નિદાન તથા લક્ષણ**

કાન ઉપર, કાનની ચોમેર કે કાનને પછવાડે

કહ્યા છે; જેમ કે છત્રવાળાં ઘણાં માણસો જતાં હોય, તેઓમાં કેટલાંક માણસો છત્રવગરનાં હોય, તોપણ 'છત્રવાળાં જાય છે.' એમ કહેવામાં આવે છે, અથવા પૂર્વાચાર્યોએ એટલા રોગોનું 'ક્ષુદ્રરોગ' એ નામ સંજ્ઞાની રીતિ પ્રમાણે રૂઢ જ રાખ્યું છે, એમ સમજી ક્ષુદ્ર શબ્દનો અર્થ લેવો જ નહીં, એટલે કશો દોષ આવતો નથી. (ડલ્હન)

મોટા ગ્રંથિઓવાળુ અને કાંટા જેવા ઊંચાણોથી યુક્ત હોય છે ૨૩

तत्र संवत्सरातीतमतिमहद्वल्मीकजातं प्रस्रुतमिति वर्जनीयानि ॥ २४ ॥

### અસાધ્ય શ્લીપદો

શ્લીપદ જો રાફડા જેવુ થયુ હોય, અત્યંત મોટું કે સ્રાવવાળુ હોય, તો તેની ચિકિત્સા કરવી નહિ જેની ઉત્પત્તિ થયાને એક વર્ષ વીતી ગયુ હોય, તે શ્લીપદની પણ ચિકિત્સા કરવી નહિ ૨૪

भवन्ति चात्र ॥

त्रीण्यप्येतानि जानीयाच्छ्लीपदानि कफोच्छ्रयात् ।
गुरुत्वं च महत्त्वं च यस्मान्नास्ति विना कफात् ॥२५

### ત્રણે શ્લીપદોમાં કફનો સંબંધ હોય છે

આ વિષયના શ્લોકમા ભગવાન ધન્વંતરિએ કહ્યુ છે 'આ ત્રણે શ્લીપદોમા કફનો પ્રકોપ તો હોય જ છે એમ સમજવુ કારણ કે ભારે અને મોટાપણુ કફના પ્રકોપ વિના હોય જ નહિ

पुराणोदकभूयिष्ठाः सर्वर्तुषु च शीतलाः ।
ये देशास्तेषु जायन्ते श्लीपदानि विशेषतः ॥ २६ ॥

### ખાસ શ્લીપદોની ઉત્પત્તિ કયા દેશોમા ?

જે દેશોમા જૂનુ પાણી ઘણુ રહેતુ હોય અને સઘળી ઋતુઓમા શીતળતા રહેતી હોય તે દેશોમા શ્લીપદો વિશેષે કરી થાય છે ('વિશેષે કરી' એમ કહ્યુ તે ઉપરથી સમજાય છે કે, બીજા દેશોમાં પણ શ્લીપદો થાય છે ) ૨૬

पादवद्धस्तयोश्चापि श्लीपदं जायते नृणाम् ।
कर्णाक्षिनासिकौष्ठेषु केचिदिच्छन्ति तद्विदः ॥२७॥

### પગની પેઠે હાથ વગેરેમા પણ શ્લીપદો થાય

માણસોને જેમ પગોમા શ્લીપદો થાય છે, તેમ હાથમા પણ થાય છે આયુર્વેદના કેટલાક આચાર્યો કહે છે કે, કાન, નેત્રો, નાક અને હોઠ માં પણ શ્લીપદો થાય છે ૨૭

## અધ્યાય ૧૩મો

अथातः क्षुद्ररोगाणां निदानं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ક્ષુદ્રરોગ નિદાન'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત પાસે કહેલુ છે ૧

समासेन चतुश्चत्वारिंशत्क्षुद्ररोगा भवन्ति ॥ तद्यथा अजगल्लिका यवप्रख्याऽन्धालजी विवृता कच्छपिका वल्मीकमिन्द्रवृद्धा पनसिका पाषाणगर्दभो जालगर्दभः कक्षा विस्फोटकोऽग्निरोहिणी चिप्पं कुनखोऽनुशयी विदारिका शर्करार्बुदं पामा विचर्चिका रकसा पाददारिका कदरमलसेन्द्रलुप्तौ दारुणकोऽरुंषिका पलितं मसूरिका यौवनपिडका पद्मिनीकण्टको जतुमणिर्मशकश्चर्मकीलस्तिलकालको न्यच्छं व्यङ्गः परिवर्तिकाऽवपाटिका निरुद्धप्रकशो निरुद्धगुदोऽहिपूतनं वृषणकच्छूर्गुदभ्रंशश्चेति ॥ २ ॥

### ક્ષુદ્રરોગોની સંખ્યા અને નામ

સંક્ષેપથી જોતા ક્ષુદ્રરોગો ચુમાળીસ થાય છે અજગલ્લિકા, યવપ્રખ્યા, અંધાલજી, વિવૃતા, કચ્છપિકા, વલ્મીક, ઇંદ્રવૃદ્ધા, પનસિકા, પાષાણ ગર્દભ, જાલગર્દભ, કક્ષા, વિસ્ફોટક, અગ્નિરોહિણી, ચિપ્પ, કુનખ, અનુશયી વિદારિકા, શર્કરાર્બુદ, પામા, વિચર્ચિકા, રકસા, પાદદારિકા, કદર, અલસ ઇંદ્રલુપ્ત દારુણક, અરુંષિકા, પલિત, મસૂરિકા, યૌવનપિડકા, પદ્મિનીકંટક, જતુમણિ, મશક, ચર્મકીલ, તિલકાલક, ન્યચ્છ, વ્યંગ, પરિવર્તિકા, અવપાટિકા, નિરુદ્ધપ્રકશ, નિરુદ્ધગુદ, અહિપૂતન, વૃષણકચ્છૂ અને ગુદભ્રંશ, એ નામના ચુમાળીસ ક્ષુદ્રરોગો છે[2] ૨

---

[1] ક્ષુદ્ર રોગોના નિદાનાદિ વિશે
[2] આ સંખ્યામા જો કે કેટલાક મહા વ્યાધિઓ ... તાપણ ક્ષુદ્ર રોગો ઘણા છે, તથી અહી ક્ષુદ્ર રોગ

### અનુશયીનું નિદાન તથા લક્ષણ

અંદર પાકવાળી હોવાથી ગંભીર, થોડા સોજાવાળી અને શરીરના જેવા જ વર્ણવાળી જે ફોડલી પગ ઉપર થાય છે, તેને વૈદ્યે **અનુશયી** જાણવી. આ ફોડલી કફના પ્રકોપથી થાય છે. ૧૮

विदारीकन्दवद्वृत्तां कक्षावङ्क्षणसन्धिषु ।
रक्तां विदारिकां विद्यात्सर्वजां सर्वलक्षणाम् ॥१९॥

### વિદારિકાનું નિદાન તથા લક્ષણ

કાખ, સાથળોના સાંધાઓ કે અન્ય સાંધાઓમાં ફગવેલાના કંદની પેઠે ગોળ આકારવાળી, રાતી અને દોષોના સમુદાયનાં લક્ષણોવાળી જે ફોડલી થાય છે, તેને **વિદારિકા** જાણવી. આ ફોડલી ત્રણે દોષોથી થાય છે. (ત્રણે દોષોથી થતાં છતાં સાધ્ય છે.) ૧૯

प्राप्य मांसशिरास्नायु मेदःश्लेष्मा तथाऽनिलः
ग्रन्थिं कुर्वन्ति भिन्नोऽसौ मधुसर्पिर्वसानिभम् ॥
स्रवत्यास्रावमत्यर्थं तत्र वृद्धिं गतोऽनिलः ॥
मांसं विशोष्य ग्रथितां शर्करां जनयेत्पुनः ॥
दुर्गन्धं क्लिन्नमत्यर्थं नानावर्णं ततः शिराः ।
स्रवन्ति सहसा रक्तं तद्विद्याच्छर्करार्बुदम् ॥२०॥

### શર્કરાર્બુદનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

મેદ, કફ તથા પવન માંસની શિરાઓ તથા સ્નાયુઓને પ્રાપ્ત થઈ ગ્રંથિ ઉત્પન્ન કરે છે; એ ગ્રંથિ ફૂટીને મધ જેવો, ઘી જેવો તથા ચરબી જેવો અત્યંત સ્રાવ કરે છે. એમાં વૃદ્ધિ પામેલો વાયુ માંસને સૂકવીને ગુંથાયેલી જેવી કાંકરી ઉત્પન્ન કરે છે. કાંકરી ઉત્પન્ન થતાં શિરાઓ દુર્ગંધી, અત્યંત ભેજવાળા, અનેક વર્ણોવાળા રુધિરને એકદમ સ્રવે છે; એ **શર્કરાર્બુદ** કહેવાય છે. (આ કાંકરી રેતી જેવી હોય છે. ભા. પ્ર.) ૨૦

पामाविचर्च्यौ कुष्ठेषु रकसा च प्रकीर्तिता ॥२१॥

### પામા, વિચર્ચિકા તથા રકસા

**પામા, વિચર્ચિકા** તથા **રકસા**નાં નિદાન તથા લક્ષણો વગેરે આ નિદાનસ્થાનના કુષ્ઠનિદાન નામના પાંચમા અધ્યાયમાં કહેવાઈ ગયાં છે. ૨૧

परिक्रमणशीलस्य वायुरत्यर्थरूक्षयोः ।
पादयोः कुरुते दारीं सरुजां तलसंश्रिताम् ॥२२॥

### પાદદારિકાનું નિદાન તથા લક્ષણ

જેને બહુ જ ફરવાનો અભ્યાસ હોય, તે માણસના અત્યંત રૂક્ષ થઈ ગયેલા પગોનાં તળાંઓમાં વાયુ વેદનાવાળી ચીર, (ફાટને) ઉત્પન્ન કરે છે; એ રોગ **પાદદારિકા** કહેવાય છે. ૨૨

शर्करोन्मथिते पादे क्षते वा कण्टकादिभिः ।
मेदोरक्तानुगैश्चैव दोषैर्वा जायते नृणाम् ॥
सकीलः कठिनो ग्रन्थिर्निम्नमध्योन्नतोऽपि वा ।
कोलमात्रः सरुक्स्रावी ज्ञायते कदरस्तु सः ॥२३॥

### કદર(કપાસી)નું નિદાન તથા લક્ષણ

પગ કાંકરીઓ વડે પીડાવાથી અથવા કાંટા વગેરે વડે ઘવાયાથી અથવા મેદ તથા રુધિરને અનુસરેલા દોષોથી પગમાં (કે હાથમાં) નાના બોર જેવડી, કઠણ, પીડાવાળી, સ્રાવવાળી, અંદર શલ્યવાળી અને નીચાં મધ્યવાળી, અથવા ઊંચી જે ગ્રંથિ થાય છે, તે **કદર** કહેવાય છે. ૨૩

क्लिन्नाङ्गुल्यन्तरौ पादौ कण्डूदाहरुगन्वितौ ।
दुष्टकर्दमसंस्पर्शादलसं तं विनिर्दिशेत् ॥२४॥

### અલસનું નિદાન તથા લક્ષણ

ખરાબ કાદવના સ્પર્શથી પગ, આંગળીઓના મધ્યમાં સડાવાળા, ખરજવાળા, પીડાવાળા અને દાહવાળા થાય છે; એ રોગ **અલસ** કહેવાય છે. ૨૪

रोमकूपानुगं पित्तं वातेन सह मूर्च्छितम् ।
प्रच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितः ॥
रुणद्धि रोमकूपांस्तु ततोऽन्येषामसम्भवः ॥
तदिन्द्रलुप्तं खालित्यं रुज्येति च विभाव्यते ॥२५॥

ઉગ્ર વેદનાવાળી ને ફણસના કદ જેવી જે ફોડલી થાય છે, તેને **પનસિકા** જાણવી આ ફોડલી કફ તથા વાયુના પ્રકોપથી થાય છે. ૧૦

हनुसन्धौ समुद्भूतं शोफमल्परुजं स्थिरम् ।
पाषाणगर्दभं विद्याद्बलासपवनात्मकम् ॥ ११ ॥

## પાષાણગર્દભનું નિદાન તથા લક્ષણ

કફ તથા વાયુના પ્રકોપથી દાઢીના સાંધામાં કઠણ અને મંદ વેદનાવાળો જે સોજો થાય છે, તેને **પાષાણગર્દભ** જાણવો. ૧૧

विसर्पवत्सर्पति यो दाहज्वरकरस्तनुः ।
अपाकः श्वयथुः पित्तात्स ज्ञेयो जालगर्दभः ॥ १२ ॥

## જાલગર્દભનું નિદાન તથા લક્ષણ

પાતળો, થોડા પાકવાળો અને દાહ તથા જ્વર ઉત્પન્ન કરનારો જે સોજો વિસર્પ પેઠે ફેલાય છે, તેને **જાલગર્દભ** જાણવો આ સોજો પિત્તના પ્રકોપથી થાય છે. ૧૨

बाहुपार्श्वांसकक्षासु कृष्णस्फोटां सवेदनाम् ।
पित्तप्रकोपात्सम्भूतां कक्षामिति विनिर्दिशेत् ॥ १३ ॥

## કક્ષા(કખ)નું નિદાન તથા લક્ષણ

બાહુઓમાં, પડખાંઓમાં, ખભાઓમાં અને કાખોમાં પિત્તના પ્રકોપથી વેદનાવાળા જે કાળા ફોડલા થાય છે, તેઓને **કક્ષા** કહેવા ૧૩

अग्निदग्धनिभाः स्फोटाः सज्वरा रक्तपित्ततः ।
क्वचित्सर्वत्र वा देहे स्मृता विस्फोटका इति ॥ १४ ॥

## વિસ્ફોટકનું નિદાન તથા લક્ષણ

રુધિર અને પિત્તના પ્રકોપથી શરીરના કોઈ પ્રદેશમાં અથવા આખા શરીરમાં અગ્નિથી દાઝ્યા જેવા અને જ્વરવાળા જે ફોડલા થાય છે, તેઓને **વિસ્ફોટક** જાણવા ૧૪

कक्षाभागेषु ये स्फोटा जायन्ते मांसदारुणाः ।
अन्तर्दाहज्वरकरा दीप्तपावकसन्निभाः ॥
सप्ताहाद्वा दशाहाद्वा पक्षाद्वा घ्नन्ति मानवम् ।
तामग्निरोहिणीं विद्यादसाध्यां सन्निपाततः ॥ १५ ॥

## અગ્નિરોહિણીનું નિદાન, લક્ષણ તથા અસાધ્યતા

કાખ(બગલ)ના ભાગોમાં માંસને ફાડી નાખનારા, અંદર દાહ તથા જ્વર ઉત્પન્ન કરનારા અને પ્રદીપ્ત અગ્નિ જેવા જે ફોડલાઓ થાય છે, તે **અગ્નિરોહિણી** કહેવાય છે આ અગ્નિરોહિણી સંનિપાતથી (ત્રણે દોષોના પ્રકોપથી) થાય છે માટે અસાધ્ય છે ત્રણ દોષોમાં જો વાયુની અધિકતા હોય તો આ રોગ માણસને સાત દિવસની અંદર મારી નાખે છે, પિત્તની અધિકતા હોય તો દશ દિવસની અંદર મારી નાખે છે અને કફની અધિકતા હોય તો પંદર દિવસની અંદર મારી નાખે છે. (આમાં એમ સમજવાનું છે કે, જો યોગ્ય ચિકિત્સા કરવામાં ન આવે, તો જ અગ્નિરોહિણી અસાધ્ય થઈ પડે છે, પણ જો યોગ્ય ચિકિત્સા કરવામાં આવે, તો સાધ્ય થાય છે, કેમકે, ચરકે અગ્નિરોહિણીની ચિકિત્સા કહેલી છે ભા પ્ર ) ૧૫

नखमांसमधिष्ठाय पित्तं वातश्च वेदनाम् ।
करोति दाहपाकौ च तं व्याधिं चिप्पमादिशेत् ॥
तदेव क्षतरोगाख्यं तथोपनखमित्यपि ॥ १६ ॥

## ચિપ્પનું નિદાન તથા લક્ષણ

વાયુ અને પિત્ત નખના માંસમાં રહીને વેદના, દાહ, પાક, (તથા નખના ક્ષયને) કરે છે આ રોગને **ચિપ્પ** કહેવો આ રોગ ક્ષતરોગ અને ઉપનખ એ નામોથી પણ ઓળખાય છે ૧૬

अभिघातात्प्रदुष्टो यो नखो रूक्षोऽसितः खरः ।
भवेत्तु कुनखं विद्यात्कुलीनमिति सञ्ज्ञितम् ॥ १७ ॥

## કુનખનું નિદાન તથા લક્ષણ

કાઇ વગેરેનો પ્રહાર થવાથી દુષ્ટ થયેલો નખ રૂક્ષ, કાળો તથા ખરસટ થઈ જાય છે, એ રોગ **કુનખ** અથવા **કુલીન** કહેવાય છે ૧૭

गम्भीरामल्पसंरम्भां सवर्णामुपरिस्थिताम् ।
कफादन्त प्रशाकां तां विद्यादनुशयीं भिषक् ॥ १८ ॥

જેવી જે ફોડલીઓ થાય છે, તેઓને **યૌવનપિડકા** અથવા **મૂખદૂષિકા** જાણવી. ૩૦

कण्टकैराचितं वृत्तं कण्डूमत्पाण्डुमण्डलम् ।
पद्मिनीकण्टकप्रख्यैस्तदाख्य कफवातजम् ॥ ३१ ॥

### પદ્મિનીકંટકનું નિદાન તથા લક્ષણ

કફ તથા વાયુથી કમળના નાળના કાંટા જેવાં ઊંચાણોથી વ્યાપ્ત, ગોળ, ખરજવાળું તથા ધોળું જે મંડલ (ચકરડું) ઉત્પન્ન થાય છે, તે પદ્મિનીકંટક કહેવાય છે. ૩૧

नीरुजं सममुत्सन्नं मण्डलं कफरक्तजम् ।
सहजं रक्तमीषच्च श्लक्ष्णं जतुमणिं विदुः ॥ ३२ ॥

### જતુમણિ(લાખા)નું નિદાન તથા લક્ષણ

વેદનાવગરનું, શરીર જેવા વર્ણવાળું, કાંઈક ઊંચું, શરીરની સાથે જ થયેલું, લીસું અને કાંઈક રાતું જે ચકરડું થાય છે, તે **જતુમણિ** કહેવાય છે. (કેટલાકનો મત એવો પણ છે કે, વાયુ, પિત્ત અને અધિકતાવાળા કફથી કાળું અને સ્નિગ્ધતાવાળું જે મંડલ થાય છે, તે જતુમણિ કહેવાય છે અને એવું જ વેદનાવગરનું જે રાતું મંડલ થાય છે, તે લાખું કહેવાય છે.) ૩૨

अवेदनं स्थिरं चैव यस्य गात्रेषु दृश्यते ।
माषवत्कृष्णमुत्सन्नमनिलान्मशकं दिशेत् ॥ ३३ ॥

### મશક(મસ)નું નિદાન તથા લક્ષણ

ગાત્રમાં અડદ જેવું કાળું તથા ઊંચું, વેદનાવગરનું અને કઠણ જે થાય છે તે **મશક** કહેવાય છે. મશક વાયુના પ્રકોપથી થાય છે. ૩૩

कृष्णानि तिलमात्राणि नीरुजानि संमानि च ।
वातपित्तकफोद्रेकात्तान्विद्यात्तिलकालकान् ॥ ३४ ॥

### તિલકાલક (તિલ)નું લક્ષણ તથા નિદાન

કાળાં, તલ જેવડાં, પીડાવગરનાં અને ઊંચાઈવગરનાં જે ચાઠાં થાય છે, એ **તિલકાલક** કહેવાય છે. આ તિલકાલક વાયુ, પિત્ત તથા અત્યંત વધેલા કફના પ્રકોપથી થાય છે. ૩૪

मण्डलं महदल्पं वा श्यामं वा यदि वा सितम् ।
सहजं नीरुजं गात्रे न्यच्छमित्यभिधीयते ॥ ३५ ॥

### ન્યચ્છનું નિદાન તથા લક્ષણ

ગાત્રમાં મોટું અથવા નાનું, કાળું અથવા ધોળું, શરીરની સાથે થયેલું અને વેદનાવગરનું જે મંડલ થાય છે, તે ન્યચ્છ કહેવાય છે (આ ન્યચ્છ પિત્ત તથા રુધિરથી સંયુક્ત થયેલા વાયુના પ્રકોપથી થાય છે. ડલ્હન આ ન્યચ્છને લાખું કહે છે.) ૩૫

समुत्थाननिदानाभ्यां चर्मकीलं प्रकीर्तितम् ॥३६ ॥

### ચર્મકીલ

ચર્મકીલનાં નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ આ નિદાનસ્થાનના બીજા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે. ૩૬

क्रोधायासप्रकुपितो वायुः पित्तेन संयुतः ।
सहसा मुखमागम्य मण्डलं विसृजेत्ततः ॥
नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गं तमादिशेत् ॥३७॥

### વ્યંગ(દાઝ)નું નિદાન તથા લક્ષણ

ક્રોધ તથા પરિશ્રમથી પ્રકુપિત થયેલો વાયુ, પિત્તની સાથે મળી તુરત મોઢામાં આવીને મોઢા ઉપર વેદનાવગરનું, પાતળું અને કાળી ઝાંઈવાળું મંડલ કરે છે, તે **વ્યંગ** કહેવાય છે. (મોઢા ઉપર અથવા ગાત્ર ઉપર એ પ્રમાણે જ પિત્ત સાથે મળેલા પ્રકુપિત થયેલા વાયુથી વેદનાવગરનું, પાતળું તથા કાળું મંડલ થાય છે, તે **નીલિકા** કહેવાય છે. વ્યંગ અને નીલિકા દાઝના જ ભેદ છે.) ૩૭

मर्दनात्पीडनाच्चापि तथैवाप्यभिघाततः ॥
मेढ्रचर्म यदा वायुर्भजते सर्वतश्चरः ।
तदा वातोपसृष्टं तु चर्म प्रतिनिवर्तते ॥
मणेरधस्तात्कोशश्च ग्रन्थिरूपेण लम्बते ।
सवेदनः सदाहश्च पाकं च व्रजति क्वचित् ॥
मारुतागन्तुसम्भूतां विद्यात्तां परिवर्तिकाम् ।
सकण्डूः कठिना चैव सैव श्लेष्मसमुत्थिता ॥३८॥

### ઇન્દ્રલુપ્ત (ઉંદરી)નું નિદાન તથા લક્ષણ

રુવાડાઓના ખાડાઓમાં રહેલું પિત્ત વાયુ સાથે પ્રકુપિત થઈને રુવાડાઓને પાડી નાખે છે અને તે પછી રુધિર સહિત કફ રુવાડાઓના ખાડાઓને રોકી દે છે, કે જેથી તે ઠેકાણે બીજા રુવાડા ઉત્પન્ન થતા નથી આને ઇન્દ્રલુપ્ત ખાલિત્ય અને રુજ્યા એ નામોથી ઓળખાય છે ૨૫

दारुणा कण्डुरा रूक्षा केशभूमिः प्रजायते ।
कफवातप्रकोपेण विद्याद्दारुणकं तु तम् ॥२६॥

### દારુણકનું નિદાન તથા લક્ષણ

કફ અને વાયુના પ્રકોપથી કેશોની જગ્યા કઠણ, ખરજવાળી તથા રૂક્ષ થઈ જાય છે, એ રોગ દારુણક કહેવાય છે (કફ અને વાયુના પ્રકોપમાં પિત્ત તથા રક્તનો પ્રકોપ પણ પેટામાં હોય છે) ૨૬

अरूंषि बहुवक्त्राणि बहुक्लेदानि मूर्द्धनि ।
कफासृक्कृमिकोपेन नृणां विद्यादरुंषिकाम् ॥२७॥

### અરુંષિકાનું નિદાન તથા લક્ષણ

કફ, રુધિર અને કૃમિઓના પ્રકોપથી માણસના મસ્તકમાં ઘણા મોઢાવાળા તથા ઘણા કલેદવાળા ગુમડા થાય છે, એ રોગ અરુંષિકા કહેવાય છે ૨૭

क्रोधशोकश्रमकृतः शरीरोष्मा शिरोगतः ।
पित्तं च केशान् पचति पलितं तेन जायते ॥२८॥

### પલિત (ધોળા વાળો)નું નિદાન તથા લક્ષણ

શોક, ક્રોધ તથા શ્રમથી પ્રકુપિત થયેલો વાયુ શરીરની ગરમી (વૈકૃતપિત્ત)ને માથામાં લઈ જાય છે અને માથામાં રહેલું ભ્રાજક નામનું પિત્ત ક્રોધથી પ્રકુપિત થાય છે 'પ્રકુપિત થયેલો એક દોષ બીજા દોષોને પણ પ્રકુપિત કરે છે' એ વચન પ્રમાણે ઉપર કહેલી રીતે પ્રકુપિત થયેલો વાયુ અને પિત્ત કફને પ્રકુપિત કરે છે અને પ્રકોપ પામેલો એ કફ કેશોને સફેદ કરી નાખે છે આ રીતે ત્રણ દોષોએ કરેલું કેશોનું સફેદપણું પલિત કહેવાય છે (પંજિકામાં તો એમ વ્યાખ્યાન આપેલું છે કે ક્રોધ, શોક અને શ્રમે પ્રકુપિત કરેલો અને તેથી માથામાં ગયેલો શરીરનો અગ્નિ અને પિત્ત એક થઈને કેશોને સફેદ કરી નાખે છે, એ પલિત કહેવાય છે—ડલ્હન) ૨૮

दाहज्वररुजावन्तस्ताम्राः स्फोटाः सपीतकाः ।
गात्रेषु वदने चान्तर्विज्ञेयास्ता मसूरिकाः ॥२९॥

### મસૂરિકાનું નિદાન તથા લક્ષણ

ગાત્રોમાં અને મોઢામાં પણ દાહવાળા, જ્વરવાળા, પીડાવાળા, રાતા અને પીળાશવાળા ફોડલાઓ થાય છે, તે મસૂરિકા કહેવાય છે (તંત્રાંતરમાં કહ્યું છે કે, 'લોહીની સાથે મળેલું પિત્ત જ્યારે શરીરને દૂષિત કરે છે, ત્યારે સર્વ ગાત્રોમાં મસૂર અડદ અથવા નાના બોર જેવડી ફોલ્લીઓ થાય છે, તે મસૂરિકા કહેવાય છે' ડલ્હન કહે છે કે 'આ રોગ જગતમાં શીતળા કહેવાય છે' ભાવપ્રકાશમાં તો શીતળાને મસૂરિકાના ભેદરૂપ ગણેલ છે અને મસૂરિકાને વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, ત્રિદોષજન્ય અને રુધિરજન્ય એમ ચાર પ્રકારની માનેલી છે તથા તે ચાર પ્રકારના જુદાં જુદાં લક્ષણો આપેલાં છે ભાવપ્રકાશમાં મસૂરિકાનાં જે પૂર્વરૂપો તથા લક્ષણો આપ્યાં છે, તે ઘણું કરીને હાલ ગુજરાતમાં જે ઓરી કહેવાય છે, તેને મળતાં આવે છે) ૨૯

शाल्मलीकण्टकप्रख्याः कफमारुतशोणितैः ।
जायन्ते पिडका यूनां वक्त्रे या मुखदूषिकाः ॥३०॥

### યૌવનપિડકા (ખીલ)નું નિદાન તથા લક્ષણ

જુવાન માણસના મોઢા ઉપર કફ વાયુ તથા રુધિરથી ઉત્પન્ન થયેલી શીમળાના કાંટાઓ

૧ અહીં ઉપમાથી રોગનું જ્ઞાન થાય છે જંતુઓથી આ રોગ થતો નથી પણ પિત્ત બગડેલું છે આ સામ પિત્ત હોય છે તેથી પ્રથમ આમ ઉપર જય મેળવવા લંઘન કરાવવી જોઈએ એટલે જો બાળકને થયા હોય તો તેની માતાને લંઘન કરાવવી મ

ખરજ થતાં ખંજોળવાથી તુરત ફોડલીઓ તથા સ્રાવ થાય છે અને તેમાંથી થયેલા વ્રણો એકઠા થઈને ભયંકર થઈ પડે છે. આ રોગ અહિપૂતન કહેવાય છે. ૪૨

स्नानोत्सादनहीनस्य मलो वृषणसंश्रितः ॥
प्रक्लिद्यते यदा स्वेदात्स कण्डूं जनयेत्तदा ।
तत्र कण्डूयनात्क्षिप्रं स्फोटाः स्रावश्च जायते ॥
प्राहुर्वृषणकच्छूं तां श्लेष्मरक्तप्रकोपजाम् ॥ ४३ ॥

### વૃષણકચ્છૂનું નિદાન તથા લક્ષણ

જે પુરુષ નહાય નહીં અને નહાય તો પણ અંગોને સાફ કર્યા વગરનો જ રહે, તેનો વૃષણો ઉપરનો મેલ જ્યારે પસીનાથી પલળીને ભીનો થાય છે, ત્યારે ખરજને ઉત્પન્ન કરે છે અને ત્યાં ખણવાથી તુરત ફોડલા તથા સ્રાવ થાય છે; એ રોગ વૃષણકચ્છૂ કહેવાય છે. આ રોગ કફ અને રુધિરના પ્રકોપથી થાય છે. ૪૩

प्रवाहणातिसाराभ्यां निर्गच्छति गुदं बहिः
रूक्षदुर्बलदेहस्य तं गुदभ्रंशमादिशेत् ॥ ४४ ॥

### ગુદભ્રંશ(આમણ)નું લક્ષણ તથા નિદાન

જેનું શરીર રૂક્ષ તથા દુર્બલ હોય, તેની ગુદા દસ્તના સમયમાં જોર કરવાથી કે અતિસારથી બહાર નીકળે છે; એ ગુદભ્રંશ કહેવાય છે. (આ રોગ વાયુના પ્રકોપથી થાય છે.) ૪૪

## અધ્યાય ૧૪મો

अथातः शूकदोषनिदानं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શૂકદોષનિદાન'[1] એ નામના અધ્યાયનું વ્યાખ્યાન તે પ્રમાણે કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત પાસે કહેલું છે. ૧

लिङ्गवृद्धिमिच्छतामक्रमप्रवृत्तानां शूकदोषनिमित्ता दश चाष्टौ च व्याधयो जायन्ते। तद्यथा । सर्षपिका। अष्ठीलिका । ग्रथितं । कुम्भीका । अलजी । मृदितं । संमूढपिडका । अवमन्थः । पुष्करिका–स्पर्शहानिः । उत्तमा । शतपोनकः । त्वक्पाकः । शोणितार्बुदम् । मांसार्बुदम् । मांसपाकः । विद्रधिः । तिलकालकश्चेति॥ २॥

### શૂકદોષથી ઉત્પન્ન થતા વ્યાધિઓની સંપ્રાપ્તિ અને સંખ્યા

લિંગને મોટું કરવા ઇચ્છતા અને તેમ કરવા માટે અયોગ્ય પદ્ધતિથી પ્રવર્તેલા પુરુષોને શૂકદોષથી (જળના મેલથી ઉત્પન્ન થયેલા એક જાતના ઝેરી કીડાની ભસ્મ વગેરે વાળા ઉપાયોરૂપ દોષથી )અઢાર પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.[1] સર્ષપિકા, અષ્ઠીલિકા, ગ્રથિત, કુંભીકા, અલજી, મૃદિત, સંમૂઢપિડકા, અવમંથ, પુષ્કરિકા, સ્પર્શહાનિ, ઉત્તમા, શતપોનક, ત્વક્પાક, શોણિતાર્બુદ, માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ શૂકદોષથી થયેલા અઢાર વ્યાધિઓનાં નામો છે. ૨

गौरसर्षपतुल्या तु शूकदुर्भग्नहेतुका ।
पिडका कफरक्ताभ्यां ज्ञेया सर्षपिका बुधैः ॥ ३ ॥

---

[1] જળના મેલથી ઉત્પન્ન થયેલા શૂક નામના એક જાતના કીડાનો લિંગવૃદ્ધિ માટે ઉપયોગ કરવાથી, જે રોગો થાય છે તે રોગોનાં નિદાનો તથા લક્ષણો વગેરેના નિરૂપણ વિષેનો.

[1] વાત્સ્યાયન સૂત્રમાં (કામશાસ્ત્રમાં) કહ્યું છે કે, 'ભિલામાંના હળિયા, શૂક નામનો પાણીનો કીડો અને કમળપત્રને વાસણની અંદર બાળી ભસ્મ કરી, તે ભસ્મને સૈંધવથી મિશ્રિત કરી મોટી ભોરિંગણીના ડોડવાના રસમાં વાટવી. પછી લિંગને પાડાના છાણથી સારી પેઠે ધોઈને તેના ઉપર એ ભસ્મનો કલ્ક લગાવવામાં આવે, તો લિંગ ઘોડાના લિંગ જેવું મોટું થાય છે.' કામશાસ્ત્રમાં આ પ્રમાણે શૂકનો ઉપયોગ કરવાના બીજા પણ અનેક પ્રયોગો લખ્યા છે, જેમાં શૂકનો ઉપયોગ નથી એવા અશ્વગંધાદિ તેલ વગેરે બીજા ઉપાયો કરવામાં કશો દોષ નથી. આસોંદ, શતાવરી, કઠ, જટામાંસી અને ભોરિંગણીના ડોડવાનો કલ્ક નાખી તેલથી ચોગણા દૂધમાં પકાવવામાં આવેલું તલનું તેલ અશ્વગંધાદિતેલ કહેવાય છે. આ તેલ લિંગ, સ્તનોને અને કાનની બૂટોને વધારે છે. (ભા. પ્ર.)

### પરિવર્તિકાનું નિદાન તથા લક્ષણ

સઘળા શરીરમાં ફરવાના સ્વભાવવાળો વાયુ જ્યારે અત્યંત ચોળાવાથી, અત્યંત દબાણ કે અત્યંત પ્રહાર થવાથી લિંગની ચામડીમાં આવે છે, ત્યારે વાયુથી દૂષિત થયેલી તે ચામડી પરિવર્તન પામે છે; (અવળી થઈ જાય છે;) અને લિંગના ટોચકાની નીચે તે ચામડી, ગ્રંથિના જેવા રૂપથી લટકવા લાગે છે. આ ગ્રંથિમાં વેદના થાય છે, દાહ થાય છે અને કોઈ વખતે પાક પણ થાય છે. વાયુ તથા પ્રહાર વગેરે આગંતુ કારણોથી થતો આ રોગ **પરિવર્તિકા** કહેવાય છે. આ રોગ જો કફના પ્રકોપથી થયો હોય તો તેમાં ખરજ આવે છે તથા કઠિનતા હોય છે. ૩૮

अल्पीयःखां यदा हर्षाद्बालाद्गच्छेत्स्त्रियं नरः ।
हस्ताभिघातादथवा चर्मण्युद्वर्त्तिते बलात् ॥
मर्दनात्पीडनाद्वापि शुक्रवेगविघाततः ।
यत्रावपाट्यते चर्म तां विद्यादवपाटिकाम् ॥ ३९ ॥

### અવપાટિકાનું નિદાન તથા લક્ષણ

જેની યોનિનું છિદ્ર બહુ જ સાંકડું હોય એવી સ્ત્રીમાં કામાતુર થઈને જોરથી ગમન કરવાથી અથવા હસ્તમૈથુન આદિને લીધે હાથનો પ્રહાર થતાં બલાત્કારથી, ચામડી અવળી થઈ જવાથી અથવા મર્દન થવાથી, દબાણથી કે વીર્યના વેગનો વિઘાત થવાથી લિંગની ચામડી ફાટી જાય છે. આ રોગ **અવપાટિકા** કહેવાય છે. (આ અવપાટિકા વાયુના સંબંધવાળી હોય તો ખરસટ, રુક્ષ, સૂક્ષ્મ, કાળી તથા વેદનાવાળી થાય છે. પિત્તના સંબંધવાળી પીળી અથવા રાતી અને દાહ તથા તરસથી યુક્ત થાય છે અને કફના સંબંધવાળી કઠણ, સ્નિગ્ધ, ખરજવાળી તથા અલ્પ વેદનાવાળી થાય છે.) ૩૯

वातोपसृष्टमेवं तु चर्म संश्रयते मणिम् ।
मणिश्चर्मोपनद्धस्तु मूत्रस्रोतो रुणद्धि च ॥
निरुद्धप्रकशे तस्मिन्मन्दधारमवेदनम् ।
मूत्रं प्रवर्त्तते जन्तोर्मणिर्विव्रियते न च ॥
निरुद्धप्रकशं विद्यात्सरुढां चावपाटिकाम् ॥ ४० ॥

### નિરુદ્ધપ્રકશનું નિદાન તથા લક્ષણ

જેમાં ઉપર લખેલાંજ કારણોથી પ્રકુપિત થઈને વાયુ આવ્યો હોય એવી લિંગની ચામડી ટોચકાની આડે આવી જાય છે અને એ રીતે ચામડીથી મઢાઈ ગયેલું ટોચકું મૂત્રના પ્રવાહને રોકી દે છે; એ **નિરુદ્ધપ્રકશ** કહેવાય છે. આ રોગમાં મૂત્ર મંદમંદ ધારાવાળું તથા અલ્પ વેદનાવાળું પ્રવર્તે છે અને લિંગનું ટોચકું ખુલ્લું થતું નથી. જો ઉપર કહેલા અવપાટિકા નામના રોગમાં લિંગની ચામડી ટોપકાની આડે આવવાથી મૂત્ર મંદમંદ પ્રવર્તતું હોય, તો તે અવપાટિકા પણ નિરુદ્ધપ્રકશ કહેવાય છે. ૪૦

वेगसन्धारणाद्वायुर्विहतो गुदमाश्रितः ॥
निरुणद्धि महत्स्रोतः सूक्ष्मद्वारं करोति च ।
मार्गस्य सौक्ष्म्यात्कृच्छ्रेण पुरीषं तस्य गच्छति
सन्निरुद्धगुदं व्याधिमेतं विद्यात्सुदुस्तरम् ॥ ४१ ॥

### સન્નિરુદ્ધગુદનું નિદાન તથા લક્ષણ

મૂત્ર વગેરેના વેગોની અટકાયતથી પ્રહાર પામેલો વાયુ ગુદામાં આવી ગુદાના મોટા દ્વારને રોકી તે દ્વારને સૂક્ષ્મ કરી નાખે છે, કે જેથી માર્ગ સાંકડો થતાં વિષ્ટા માંડમાંડ નીકળે છે. આ વ્યાધિ **સન્નિરુદ્ધગુદ** કહેવાય છે અને તે મટવો મુશ્કેલ હોય છે. ૪૧

शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत् ।
स्विन्नस्यास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा ।
कण्डूयनात्ततः क्षिप्रं स्फोटाः स्रावश्च जायते ॥
एकीभूतं व्रणैर्घोरं तं विद्यादहिपूतनम् ॥ ४२ ॥

### અહિપૂતનનું નિદાન તથા લક્ષણ

મૂત્ર તથા વિષ્ટાથી ખરડાયેલી બાળકની ગુદા બરાબર ધોવામાં ન આવે અને પસીનો વળ્યા છતાં બાળકને નવરાવવામાં ન આવે તો રુધિર તથા કફના પ્રકોપથી ખરજ થાય છે,

સ્પર્શ સહન ન કરી શકે એવી થાય છે, તે સ્પર્શ-હાનિ કહેવાય છે. આ ફોડલી રુધિરના પ્રકોપથી થાય છે. ૧૨

मुद्गमापोपमा रक्ता पिडका रक्तपित्तजा ।
उत्तमैषा तु विज्ञेया शूकाजीर्णनिमित्तजा ।।१३।।

### ઉત્તમાનું લક્ષણ તથા નિદાન

શૂકદોષના અજીર્ણ (વારંવાર શૂક સંબંધી ક્રિયા થવા)થી મગ તથા અડદના જેવા આકારવાળી જે રાતી ફોડલી થાય છે, તે ઉત્તમા કહેવાય છે. આ ફોડલી રુધિર તથા પિત્તના પ્રકોપથી થાય છે. ૧૩

छिद्रैरणुमुखैर्यत्तु चितं मेढ्रं समन्ततः ।
वातशोणितजो व्याधिर्विज्ञेयः शतपोनकः ।। १४ ।।

### શતપોનકનું લક્ષણ તથા નિદાન

શૂકના ઉપયોગને લીધે દુષ્ટ થયેલા વાયુ અને રુધિરથી લિંગ ઝીણાંઝીણાં મોઢાંવાળાં છિદ્રોથી ચારેકોર વ્યાપ્ત થઈને શતપોનક (ચારણી) જેવું થઈ જાય છે, એ વ્યાધિ શતપોનક કહેવાય છે. ૧૪

पित्तरक्तकृतो ज्ञेयस्त्वक्पाको ज्वरदाहवान् ।। १५।।

### ત્વક્પાકનું નિદાન તથા લક્ષણ

શૂકના ઉપયોગથી દુષ્ટ થયેલાં પિત્ત અને રુધિરથી લિંગની ચામડીનો જ્વર તથા બળતરા ઉત્પન્ન કરનારો જે પાક થાય છે, તે ત્વક્પાક કહેવાય છે. (ગયદાસાચાર્ય કહે છે કે, 'આ વ્યાધિ શૂકના ઉપયોગથી દુષ્ટ થયેલા વાયુથી અને પિત્તથી થાય છે.') ૧૫

कृष्णस्फोटैः सरक्तैश्च पिडकाभिश्च पीडितम् ।
लिङ्गं वास्तिरुजश्चोग्रा ज्ञेयं तच्छोणितार्बुदम् ।। १६।।

### શોણિતાર્બુદનું નિદાન તથા લક્ષણ

કાંઈક રતાશવાળા કાળા ફોડલાઓ અને ફોડલીઓથી લિંગ પીડાય અને મૂત્રાશયમાં ઉગ્ર વ્યથાઓ થાય, એ શોણિતાર્બુદ કહેવાય છે. આ રોગ શૂકના ઉપયોગથી દૂષિત થયેલા રુધિરથી થાય છે. ૧૬

मांसदोषेण जानीयादर्बुदं मांससम्भवम् ।। १७।।

### માંસાર્બુદનું નિદાન તથા લક્ષણ

શૂકના ઉપયોગથી દુષ્ટ થયેલું માંસ વૃદ્ધિ પામતાં લિંગ ઉપર જે માંસની રસોળી જેવું થાય છે, તે માંસાર્બુદ કહેવાય છે. ૧૭

शीर्यन्ते यस्य मांसानि यस्य सर्वाश्च वेदना ।।
विद्यात्तं मांसपाकं तु सर्वदोषकृतं भिषक् ।। १८ ।।

### માંસપાકનું નિદાન તથા લક્ષણ

શૂકના ઉપયોગને લીધે થયેલા ત્રણે દોષોના પ્રકોપથી લિંગનાં માંસો ખરી પડે છે અને ત્રણે દોષો સંબંધી વેદનાઓ થાય છે, એ રોગને વૈદ્યે માંસપાક જાણવો. ૧૮

विद्रधिं सन्निपातेन यथोक्तमभिनिर्दिशेत् ।। १९।।

### વિદ્રધિનું નિદાન તથા લક્ષણ

આ સ્થાનના ૯મા અધ્યાયના ૭મા વિષયમાં જે ત્રણે દોષો સંબંધી વિદ્રધિ કહેવામાં આવ્યો છે, તેના જેવાં જ લક્ષણોવાળો જે સોજો લિંગમાં થાય છે, તેને પણ વિદ્રધિ કહેવો. આ સોજો શૂકના ઉપયોગથી પ્રકુપિત થયેલા ત્રણે દોષોથી થાય છે. ૧૯

कृष्णा नि चित्राण्यथवा शूकानि सविषाणि च ।
पातितानि पचन्त्याशु मेढ्रं निरवशेषतः ।।
कालानि भूत्वा मांसानि शीर्यन्ते यस्य देहिनः ।
सन्निपातसमुत्थानं तं विद्यात्तिलकालकम् ।। २० ।।

### તિલકાલકનું લક્ષણ તથા નિદાન

કાળા અથવા વિવિધ રંગોવાળા શૂક નામના ઝેરી કીડાઓ લિંગ ઉપર નાખવામાં આવ્યા હોય, તો તેઓ તુરત આખા લિંગને પકાવી નાખે છે અને તેથી લિંગનાં માંસો કાળાંકાળાં થઈને ખરી પડવા લાગે છે. આ રોગ તિલકાલક કહેવાય છે અને તે ત્રણે દોષોના પ્રકોપથી થાય છે. ૨૦

तत्र मांसार्बुदं यच्च मांसपाकश्च यः स्मृतः ।
विद्रधिश्च न सिध्यन्ति ये च स्युस्तिलकालकाः ।। २१ ।।

### સર્પપિકાનું લક્ષણ તથા નિદાન

શૂક નામના કીડાને લિંગ ઉપર ખરાબ રીતે ભાગવાથી પીળા સરસવ જેવા આકારવાળી જે ફોડલી થાય છે, તે સર્પપિકા કહેવાય છે. આ ફોડલાનું નિદાન કફ અને રુધિર છે (કેટલાક ગ્રંથોમાં શૂકદુર્ભગહેતુકા એવો પાઠ કલ્પીને આ શ્લોકનો એવો અર્થ કર્યો છે, કે 'શૂકથી અથવા દુષ્ટયોનિમાં મૈથુન કરવાથી પીળા સરસવના જેવા આકારવાળા જે ફોડલા થાય છે, તે સર્પપિકા કહેવાય છે' પણ એ અર્થનું ગયદાસાચાર્યે ખંડન કરેલું છે, કેમ કે દુષ્ટ યોનિમાં મૈથુન કરવાથી તો ઉપદંશ થાય છે, એમ આ નિદાનસ્થાનના બારમા અધ્યાયના આગમાં વિવરણમાં કહેવાઈ ગયું છે ) ૩

कठिना विषमैरन्तैर्मारुतस्य प्रकोपत ।
शूकैस्तु विपसयुक्तै पिडकाऽष्ठीलिका भवेत् ॥४॥

### અષ્ઠીલિકાનું લક્ષણ તથા નિદાન

ઝેરી શૂકનો ઉપયોગ કરવાને લીધે વાયુના પ્રકોપથી વિષમ છેડાઓવાળી જે કઠણ ફોડલી થાય છે, તે અષ્ઠીલિકા કહેવાય છે ૪

शूकैर्यत्पूरित शश्वद्ग्रथित तत्कफोत्थितम् ॥५॥

### ગ્રથિતનું લક્ષણ તથા નિદાન

લિંગન શૂક નામના કીડાઓના અવયવોથી પૂરિત રાખવાથી લિંગ ગુથાયેલા જેવું થઈ જાય છે, એ ગ્રથિત કહેવાય છે ગ્રથિતનું નિદાન કફ છે ૫

कुम्भीका रक्तपित्तोत्था जाम्बवास्थिनिभाऽशुभा ॥६॥

### કુંભિકાનું લક્ષણ તથા નિદાન

શૂકદોષને લીધે જ રુધિર તથા કફનો પ્રકોપ થવાથી જાંબૂના ઠળિયા જેવા આકારવાળી જે કાળી ફોડલી થાય છે, તે કુંભિકા કહેવાય છે ૬

अलजीलक्षणैर्युक्तामल्जीं च वितर्कयेत् ॥७॥

### અલજીનું લક્ષણ તથા નિદાન

અલજી નામની પ્રમેહ સંબંધી ફોડલી કે જે રતાશ તથા કાળાશવાળી થાય છે તથા બીજી ફોડલીઓથી પણ વ્યાપ્ત થાય છે, તેના જેવી જે ફોડલી શૂકદોષને લીધે લિંગ ઉપર થાય છે, તે પણ અલજી કહેવાય છે. આ ફોડલીનું નિદાન રુધિર તથા પિત્ત છે ૭

मृदित पीडित यत्तु सरन्ध वायुकोपत ॥८॥

### મૃદિતનું લક્ષણ તથા નિદાન

શૂકદોષ પ્રાપ્ત થતાં લિંગ દબાવવાથી લિંગ ઉપર જે સોજો ચડે છે, તે મૃદિત કહેવાય છે મૃદિતનું નિદાન વાયુનો કોપ છે ૮

पाणिभ्या मृशसमूढे समूढपिडका भवेत् ॥९॥

### સંમૂઢપિડકાનું લક્ષણ તથા નિદાન

શૂકદોષ પ્રાપ્ત થતાં બન્ને હાથ વડે લિંગને અત્યંત ચોળવાથી જે ફોડલી ઉત્પન્ન થાય છે, તે સંમૂઢપિડકા કહેવાય છે આનું નિદાન પણ વાયુનો જ પ્રકોપ છે ૯

दीर्घा बह्वयश्च पिडका दीर्यन्ते मध्यतस्तु या ।
सोऽवमन्थ' कफासृग्भ्या वेदनारोमहर्षकृत् ॥१०॥

### અવમંથનું લક્ષણ તથા નિદાન

શૂકનો ઉપયોગ કરવાથી થયેલી ઘણી અને લાંબા અંકુરોવાળી જે ફોડલીઓ મધ્ય ભાગમાં ફાટે છે, અને વેદના તથા રૂંવાડાં ઊભાં કરે છે, તે ફોડલીઓ અવમંથ કહેવાય છે આ ફોડલીઓ કફ તથા રુધિરના પ્રકોપથી થાય છે ૧૦

पित्तशोणरसम्भूता पिडका पिडकाचिता ।
पद्मपुष्करसस्थाना ज्ञया पुष्करिकेति सा ॥११॥

### પુષ્કરિકાનું લક્ષણ તથા નિદાન

શૂકનો ઉપયોગ કરવાથી આસપાસ નાની-નાની ફોડલીઓથી વ્યાપ્ત અને કમળની ડોડી જેવા આકારવાળી જે ફોડલી થાય છે, તે પુષ્કરિકા કહેવાય છે આ ફોડલીઓ પિત્ત તથા રુધિરના પ્રકોપથી થાય છે ૧૧

जनयेत्स्पर्शहानि तु शोणित शूकदूषितम ॥१२॥

### સ્પર્શહાનિનું લક્ષણ તથા નિદાન

શૂકનો ઉપયોગ કરવાથી થયેલી જે ફોડલી

